# SELECTIONS

from

# Modern Gujerati Writings

*Ad usum N. N.*
*(not for sale)*

Anand Press
1941

# SELECTIONS

from

# Modern Gujerati Writings

*Ad usum N. N.*

*(not for sale)*

**De Superiorum Licentia.**

**Edited and published by Rev. Fr. A. Esteller, S. J. former Principal of Dh. College, Rajkot, printed by Br. F. Escofet, S. J. at ANAND PRESS, Anand.**

# Notes on the Specimens

S p e c i m e n — 1—5. All these five specimens are taken from the 1st. booklet written by *Gijubhai Badheka,* lately deceased, for the "Antiilliteracy Campaign".

They are published from the "Dakshinamurti Balmandir", an institution meant mostly to study and try the western methods of teaching as applied to Indian conditions. The coming of Gijubhai to that Institution was of such importance that a reporter said, "We see in it the hidden hand of God."

His interest in education and his efficiency were due in a great measure to his friendship with Mr. Motibhai Amin an excellent public-worker of Vaso, lately deceased; and also to his friendship with Darbar Gopaldas A. Desai the President of Kaira Dt. Local Board.

S p e c i m e n — 1. Recounts in a dialogue form the various duties performed in an Indian home by the different members of a family.

S p e c i m e n — 2. Shows the work performed by different caste-people in a village. Further instances shown in Sp. 5.

S p e c i m e n — 3. The all too-typical scene of the early teeth-cleaning.

S p e c i m e n — 4. The labourer's day in our country-side.

S p e c i m e n — 6. Taken from the 2nd. booklet of *Gijubhai.* It is just the list of Hindu months and days.

S p e c i m e n — 7. Taken from the 3rd. booklet. It shows the Social conditions of outcast people in the villages.

S p e c i m e n — 8. The poverty of India depicted vividly in a dialogue between little girls.

S p e c i m e n — 9. Children's conundrums.

S p e c i m e n — 10. Care of children's health.

S p e c i m e n — 11. Views of Gijubhai on the training of children at home.

S p e c i m e n — 12. The popular game of playing of "Chapel" and altar-making.

S p e c i m e n — 13. Games with sand and mud.
These three specimens are taken from the booklet on "What to do at home with the children".

S p e c i m e n—14-20. Culled from *Gandhiji's* booklet "Dawn of Tuesday" where he sets down his thoughts, as occured to him in Yerawda jail

(1930) for the benefit of his followers at the Ashram, (now called "Satyagraha Ashram") at Ahmedabad.

S p e c i m e n — 14. Introduction.

S p e c i m e n — 15. Untouchability.

S p e c i m e n — 16. do continued.

S p e c i m e n — 17. Personal effort.

S p e c i m e n — 18. Humility.

S p e c i m e n — 19. do continued.

S p e c i m e n — 20. Ashram regulation on Untouchability. Gandhiji's idea of equality and tolerance of all religions.

S p e c i m e n — 21. A lovely specimen describing an upright character of the Dherwaro, fond of his late wife, as a child of his mother, even unto the end. Punjo had a heart, and also a head on his shoulders.

S p e c i m e n — 22. An awful mis-statement of Christianity. It is just one of the last chapters of the novel "*Purification*" written to prove that Harijans should stay Hindus and not deceive themselves by embracing a religion that has no love but domineers over its followers. Of course, I would like to find one reader who could show that the point has been proved by our friend Sepan in his two volumes of otherwise splendid descriptions.

S p e c i m e n — 23 - 27. All are about the *Swami Narayan sect.*
The first is an extract of the "*Sikshapatrika*" of the Sect showing, according to Max Muller, the most salient features of the same.

The second and third are hymns sung at the morning and at the evening services.

The fourth is one of the innumerable tales about the teaching of Sahajananda; all couched in the same formal solemn way and preceded by the same introduction.

The fifth is the regulation concerning defilement on the birth of a son or daughter. Notice that it is the father who contracts defilement and needs purification.

*Now a biographical note about Swami Narayan.*

His true name was Sahajananda born in 1780 and was a native of Chapai in what is now the United Provinces. In his middle age, viz. 20 years old sat at the feet of Ramananda Swami in Junagad and with him moved about, and came to Ahmedabad with nearly 50,000 followers who were camped in Shahibag under Government supervision.

Soon his success and eloquence excited the low feelings of the Brahmans who started persecuting him. He met at Ahmedabad the Bishop Metropolitan of India, Dr. Heber. Government helped the S. and his followers because by the higher standard of morals which they kept preaching, they acted as a moral police-force in the land.

The Swami had the Vartal temple built and moved to and fro between his temples here and in Kathiawar and Ahmedabad.

His years of work were 29; and he died of a bout of fever on 28th October 1829, aged 49.

The doctrine of the sect which he embraced, had been preached before him by a Gopal of Valak District in Gohilwar perhaps from 1700. It goes without saying that it claims divine origin, a certain Odhow successor of Krishna being accounted the founder.

The God worshipped is Swami Narayan whose name our Sahajananda took at the time of his excursions and raptures and visions of Lakshmi-Narayan.

His main thesis is that Sadhus and lay followers should keep within their moral bounds as against the lax manners and rites of the then Vaisnavas.

The "Sikshapatrika" referred to above is a kind of "Regula" for the Monks. It contains a total of 212 canons.

S p e c i m e n — 28 - 29. These two are taken from the writings of the Hindi writer, *Premchand*, translated by Kisansingh Chaura into Gujerati.

The novel is entitled "Premashram" and seems to have rather communist tendencies; but fails to prove much.

The first specimen is from pgs. 167 and 168 of the first volume and describes the silly arguments by which a petty official wants to defend his taking an unnecessary "bond of recognizance" from the villager Visheshar. It was in reality just a bribe.

The second specimen is taken out from pgs. 304 to 311 of the same first volume. The scene is the camping ground of a high official which is being prepared for his coming.

The workers were honest respectable farmers not used to that kind of veth, (*"drudgery" or "forced labour"*) in fact exempted from it. But they could not escape from the hands of the subha and his police; and therefore had to bow down and work.

In order to keep their spirits up, one of them suggested that every one in turn should tell the others his experiences when on a visit at his mother-in-law's.

These pages are perhaps the only ones bubbling with humour.

S p e c i m e n — 30. This is taken from a novel of a powerful and popular writer, *R. V. Desai.* It may help to make us understand the matter-of-fact mentality of our neighbours as regards missionaries and conversion.

The passage chosen comes in a chapter of "Smouldering Fire" where a deserter is being sought out by a party of soldiers under Captain Peters. The suspicion of harbouring the criminal falls on the mighty village-brahman, Rudradatta, whom his friend (the Padri) Johnson defends. The event is supposed to take place during "the Mutiny," 1857.

S p e c i m e n — 31 - 50. Delightful tales and puzzles of *Gujarati Folk-lore* as narrated by the children of these villages of our Mission.

## વાનગી—૧

| | |
|---|---|
| છાશ કોણ તાણે છે? | મોતી બા. |
| નીરણ કોણ કરે છે? | જીવા મામા. |
| ખાણ કોણ દે છે? | રામા કાકા. |
| ખડ કોણ વાઢે છે? | રામા દાદા. |
| કોસ કોણ કાઢે છે? | કાનજી. |
| કચરો કોણ વાળે છે? | જકલ બેન. |
| લોટ કોણ ચાળે છે? | વાલી માશી. |
| આ કોની છોડી? | રામા પટેલની. |
| આ કોની વાડી? | રામા પટેલની. |
| આ કોની પાડી? | રામા પટેલની. |
| આ કોની ગાડી? | રામા પટેલની. |
| આ કોની ગાય? | રામા પટેલની. |
| આ કોની છાપરી? | રામા પટેલની. |

## વાનગી—૨

| આવ્યો. | લાવ્યો. |
|---|---|
| મોર આવ્યો. | કલગી લાવ્યો. |
| કાગડો આવ્યો. | કાગડી લાવ્યો. |
| છગન આવ્યો. | બોર લાવ્યો. |
| મગન આવ્યો. | કોર લાવ્યો. |
| વોરો આવ્યો. | ડાબલી લાવ્યો. |
| માનો આવ્યો. | ડોલર લાવ્યો. |
| ઢેડ આવ્યો. | ખાદી લાવ્યો. |
| શેઠ આવ્યો. | મોતી લાવ્યો. |
| દરજી આવ્યો. | દોરી લાવ્યો. |
| સોની આવ્યો. | હાર લાવ્યો. |

## વાનગી—૩

સવારે ઊઠી દાતણ લો.
ચાવી ચાવી કૂચો કરો.
ઘસી ઘસીને દાંત ઘસો.
ફૂ ફૂ કરતા કોગળા કરો.
વાસી મોઢું સાફ કરો.
દાતણ ન મળે મીઠું લો.
ચૂલામાંથી રાખ લો.

દાંત ઘસો;
દાઢ ઘસો.

અંદર ઘસો, બહાર ઘસો.
પેઢાં ધુઓ, જીભ ધુઓ.
નાક ધુઓ, આંખ ધુઓ.
મોઢું ધોઈ સાફ બનો.

## વાનગી—૪

આજે હું વહેલો ઊઠ્યો.
ઊઠી કરીને દાતણ કર્યું.
દાતણ કરીને શિરાવ્યો.
શિરાવીને કોગળા કર્યા.
કોગળા કરીને જોડા પહેર્યા.
જોડા પહેરી ખેતર ચાલ્યો.
અરધે રસ્તે સૂરજ ઊગ્યો.
સૂરજને હું પગે લાગ્યો.
આઘે જતાં માઘો મળ્યો.
માઘો મારી સાથે પળ્યો.
ખેતર પહોંચી ખડ વાઢ્યું.
ખડ વાઢી પૂળા વાળ્યા.
પૂળા લઈને પાછા વળ્યા.
વળતાં વળતાં સૂરજ આથમ્યો.

સૂરજ આથમ્યો ચાંદો ઊગ્યો.
ઘેર જઇને વાળુ કર્યું.
વાળુ કરીને સૂઈ ગયા.

## વાનગી—૫

| | |
|---|---|
| આ લાકડું કોણે વેર્યું? | સુતારે. |
| આ લોઢું કોણે ઘડયું? | લુહારે. |
| આ સોનુ કોણે ટીપ્યું? | સોનીએ. |
| આ જોડા કોણે સીવ્યા? | મોચીએ. |
| આ કપડાં કોણે સાંધ્યાં? | દરજીએ. |
| આ તલ કોણે પીલ્યા? | ઘાંચીએ. |
| આ લૂગડું કોણે વણ્યું? | વણકરે. |
| આ ગાંઠિયા કોણે વણ્યા? | કંદોઇએ. |
| આ ચૂંદડી કોણે રંગી? | રંગારે. |
| આ ચોપડી કોણે લખી? | લેખકે. |
| આ ઘર કોણે ચણ્યું? | કડિયાએ. |
| આ વાળ કોણે કાપ્યા? | વાળંદે. |
| આ ફૂલ કોણે આણ્યાં? | માળીએ. |

## વાનગી—૬

### દેશી મહિના.

| | | | |
|---|---|---|---|
| (૧) | કારતક. | (૭) | વૈશાખ. |
| (૨) | માગશર. | (૮) | જેઠ. |
| (૩) | પોશ. | (૯) | અશાડ. |
| (૪) | મહા | (૧૦) | શ્રાવણ. |
| (૫) | ફાગણ. | (૧૧) | ભાદરવો. |
| (૬) | ચૈત્ર. | (૧૨) | આસો. |

## વારનાં નામ.

(૧) સોમવાર. (૪) ગુરુવાર.
(૨) મંગળવાર. (૫) શુક્રવાર.
(૩) બુધવાર. (૬) શનિવાર.
(૭) રવિવાર.

### વાનગી—૭

રેલિયું નાનું ગામડું છે.
રેલિયામાં કોળીઓ રહે.
રેલિયામાં ગરાશિયા રહે.
રેલિયામાં ઢેડ પણ રહે.

કોળી સારા ઝૂપડામાં રહે.
ગરાશિયા મોટી ડેલીમાં રહે.
ઢેડ બિચારા જેમ તેમ રહે.

કોળીની પાસે વાડી છે.
કોળીનો મોટો કૂવો છે.
કૂવા પર કોળીનો કોસ ચાલે.
વાડી આખીને પાણી પહોંચે.
ઢોર ઢાંખર પાણી પીએ.
કૂતરા કાગડા પાણીમાં નહાય.
પણ ઢેડ બિચારા તરસે મરે.
ઢેડને પાણી કોણ આપે?

આ તે કાંઈ ન્યાય કહેવાય?
આ તે કાંઈ માણસાઈ કહેવાય?
આ તે કાંઇ દયા ધરમ કહેવાય?

માણસ જેવા માણસ;
વણકરનો ધંધો કરે.
ગામ આખાને સાફ કરે.
ગામ આખાની ચાકરી કરે.
ગામ આખાને સુખી કરે;

છોકરાં એનાં પાણી માટે ફાંફાં મારે,
પાણી માટે તરફડે,
પણ રેલિયા ગામના ભલા માણુસો,
એની સામુએ ન જુએ!
આ તે શું કહેવાય?
આ તે કાંઈ માણુસાઈ કહેવાય?

વાનગી—૮

## ભારત માતાની ગરબી

"અમારી શેરીમાં ગરબી છે".

"હા. તે એમાં શું? અમારી શેરીમાં પણ ગરબી છે".

"ના, પણ અમારી શેરીમાં નવી ગરબી છે. ભારત માતાની ગરબી છે".

"હેં! અંબાજીની નહિ, બહુચરાજીની નહિ, ને ભારત માતાની?"

"હા. ભારત માતાની ગરબી. આપણી હિંદ માતાની".

"આ હિંદ માતા ક્યાંનાં છે વળી? ને એ ભારત માતાનું થાનક ક્યાં આવ્યું?

"અરે! આ હિંદ માતાને નથી જાણતાં? આ આપણી ભૂમી. આપણો દેશ. એની કૂંખે આપણે જન્મેલાં; એને ખોળે રમેલાં. એજ આપણને ખવરાવે પિવરાવે છે તો! આ એ આપણી ભારત માતા".

"એમ?

તે તમે સૌ એનાં ગીત ગાતાં હતાં?"

"હાજ તો! અરે, એવાં મીઠાં ગીતો!

અય માતૃ ભૂમિ તેરે, ચરણોં મેં શિર નમાઉં.

"એમ! ત્યારે તો એની સરસ બેઠક કરી હશે". "અરે, બેઠકનું તો અમે એમ ગાઈએ છીએ:

શા માટે મા તારી ધૂળમાં બેઠક?
શા માટે મા તારો મલિન વેશ?

"હેં! એટલે શું! માને સારી સાડી ચોળી નથી પહેરાવતા શું?" અરે બાઈ! જોને, આપણા દેશની આજે શી હાલત થઈ છે? આપણી ઘણી બેનો તો એવી છે કે લાજ ઢાંકવા પૂરતુંયે લૂગડું એમની પાસે નથી!"

"હા, બેન! એ ખરૂં. પેલી વાઘરણ આવી હતી એ કહેતી'તી ખરી. બિચારી ટાઢે ધ્રૂજતી'તી. કહે કે કાંઈ પહેરવાયે નથી ને ખાવાયે નથી!"

"આ નવી ગરબી બહુ સારી છે, હો. કાલે રાખી છે કે?"
"હાજ તો. નોરતાના નવે દિવસ ગરબી રહેવાની છે".
"ત્યારે હુંયે આવીશ દર્શને".
"આવજો; ને પાડોશણોને લેતાં આવજો".

## વાનગી—૯

### કહો જોઈએ?

૧

એક ઘરમાં પાંચ માણસ. દરેક જણ સાંજ સવાર બે રોટલા ખાય, તો ઘરની બાઈ રોજ કેટલા રોટલા ઘડે?

૨

અમે દશ જણાં છીએ. બે મણ બાજરો દશ દિવસમાં ખાઈ જઈએ છીએ. અમારામાંથી પાંચ જણાં બહાર ગામ ગયાં. હવે અમે બે મણ બાજરો કેટલા દિવસમાં ખાઇશું?

૩

બગલી નિશાળે જાય છે. તે જમતી વખતે કહેઃ "મને સવા રોટલો આપ". તેની બા કહેઃ "સવા એટલે કેટલો?"

## વાનગી—૧૦

### "આ છોકરો સંતોકનો છે"

આ છોકરો સંતોકનો છે. સંતોક રાધાબેનને ત્યાં કામ કરે છે. સંતોક રાધાબેન પાસેથી શીખી છે કે રોજ છોકરાને નવરાવવો.

સંતોક સવારે છોકરાનું મોઢું ધુએ, તેની આંખમાંથી ચીપડા કાઢે, નાક સાફ કરે, દાંત સાફ કરે ને પછી એને શિરાવવાનું આપે.

સંતોકનો છોકરો તંદુરસ્ત છે. તેની આંખ તેજવાળી છે. તે ખૂબ રમે છે ને ગેલ કરે છે.

વાનગી—૧૧

## ઘરમાં બાળકે શું કરવું

ઘણી વાર પૂછવામાં આવે છે કે "અમારૂં બાળક બાલ મંદિરમાં અગર શાળામાં જાય છે ત્યાં સુધી તો તે પ્રવૃતિમાં રહે છે; પરંતુ ઘેર આવ્યા પછી તેણે શું કરવું? ઘરમાં ચાલે તેવાં તેને લાયકનાં કામકાજ અમે જાણતાં નથી, ને બાળકને ધંધો નહિ મળવાથી તે કાં તો આળસુ અથવા રખડું, અથવા તો જ્યાં ત્યાં અથડાતું અને ઠપકો ઠેશ ખાતું થાય છે. અમે જાણવા માગીએ છીએ કે ઘરમાં બાળકે શું કરવું. અમે બાળકને સુખી અને પ્રવૃતિશીલ જોવા ઇચ્છીએ છીએ, માટે અમને તે બાબતમાં માર્ગ બતાવો."

આ પ્રશ્નના ઉત્તર રૂપે બાળકો ઘરમાં કેવી કેવી પ્રવૃતિઓ કરી શકે તે જણાવવામાં આવ્યું છે.

ઘર બાળક માટે નાનીસુની દુનિયા નથી. ત્યાં તેને માટે કેટલીયે પ્રવૃતિઓ પડી છે. આપણે તે તરફ નજર નાખી નથી. બાળકને તે બતાવી નથી. બાળકે જ્યારે જ્યારે પોતાની મેળે મનગમતી પ્રવૃતિઓ શોધી કાઢી છે, ત્યારે ત્યારે અજાણપણે આપણે તેનો વિરોધ કરેલો છે. આપણે તેની કેટલીએક સરસ પ્રવૃતિઓને નકામી કાઢેલી છે. કેટલીએક પ્રવૃતિઓને દાબી દેવા ધમકી અને શિક્ષા પણ કરેલી છે. પરંતુ તે વાત જવા દઇએ. હવે આપણે ફરી વાર નવે નામે શરૂ કરીએ.

વાનગી—૧૨

## મંદિરની પેટી અથવા દેવઘર

બાળકોને ઘર ઘર રમવું ગમે છે એમ જોવામાં આવે છે. તે રમતમાં આજનાં સામાજિક અનિષ્ટો પેસી જાય છે; જેમ કે રડવું, કૂટવું, સંસારજીવન વગેરે; માટે તેને બદલે તેમની રમતની વૃત્તિને તૃપ્તિ મળે તથા તેમને પ્રવૃતિ મળે તે માટે મંદિરની પેટી આપવી. આ મંદિરની પેટી એટલે સુંદર કલાપુર્ણ ગોઠવણ થઇ શકે તેવાં સાધનો. જેમ કે નાનાં નાનાં તાંબાપીત્તળનાં વાસણ, છબીઓ, ગાદીઓ, મહુવાનાં કે એવા લાકડાનાં કે દાંતનાં સારાં રમકડાં, વગેરે વગેરે, આ બધું બાળક ગોઠવે. વચ્ચે ઠીક લાગે તો દેવ રૂપે કંઇ મૂકે. ત્યાં ધુપ કરે, દિવો કરે, ફૂલો પાથરે. શાંતિથી બેસે, સૌને બોલાવી બેસારે, પ્રાર્થના કરે, અને કરાવે. આ એક રીત દેવઘરની રમત પણ કહેવાય. આમાં ધાર્મિકતા વધારવાનો હેતુ નજ હોય. કોઇ અમરતી ગોઠવણ પણ

કરે. માબાપ જરાય ન આડાં આવે, સૂચના ન કરે, બાળકોને મરજી હોય તો પ્રાર્થના કરે; ગમે તે કરે; ભલે કરે. બાળકો આ જગાએ ઘર ઘરની કે ઢીંગલી ઢીંગલીની રમત બેસાડે, તો માબાપ તેનો નકાર કરે.

એક પેટી કે ટાંકુ હોય તેમાં આ બધી ચીજો રહે. એક અથવા એકથી વધારે બાળકો આ પ્રવૃતિ કરે.

## વાનગી—૧૩

### રેતીનો ઢગલો

આપણે ઉપલી યાદી વાંચીને તે પ્રમાણે ઝટઝટ પ્રવૃત્તિ ગોઠવી દેવાથી નહિ ચાલે. તે બાબતમાં થોડોએક વિચાર કરી લેવો પડશે. આપણે બાળકોની રમતો અને પ્રવૃત્તિઓ બેને જુદાં સમજવાં. ઘરમાં બાળકો ઘણી જાતની રમતો રમી શકે; જેમકે ચલક ચલાણું, ગણ ગણુ, બોશલો, ગંજીપો, ચોપાટ વગેરે. બાળક એકલું પણ રમે ને બીજા સાથે પણ રમે. રમતો બધી આનંદ—આરામ માટે છે; એનો મુખ્ય હેતુ આનંદ કરવાનો છે. જ્યારે ઉપર વર્ણવેલી બધી પ્રવૃત્તિઓ છે, ને પ્રવૃત્તિઓનો પ્રધાન આત્મા સર્જન છે. તે કરવાનું બાળકને મન રમત રૂપ છે; છતાં તે રમત નથી. રમતમાં કંઇ કરવાનું છે; ક્રિયા છે સાત ટાપલિયા દાવમાં દેવાનું આવે છે. છતાં દોડવું એ એનો ઉદ્દેશ નથી; દોડીને હાથ ન આવવું કે ન પકડાવું એ ઉદ્દેશ છે. આથી ક્રિયા રમતમાં અંતર્ગત છે. ઝાડને પાણી પાવું એ ક્રિયા છે; તેનો હેતુ તે ક્રિયાજ કરવાનો છે.

અર્થાત પ્રવૃત્તિ કહેલ છે. આ લેખ આ અર્થમાં રમતો અને પ્રવૃત્તિમાં તફાવત પાડે છે. 'ઘરની રમતો' એ વિષય જુદો લખી શકાય આ તફાવત સમજીનેજ ઘરની જુદી જુદી પ્રવૃત્તિઓ ગોઠવવી.

## વાનગી—૧૪

તા. ૨૨–૭–૩૦ ને દિવસે યરોડા જેલમાંથી આશ્રમ ઉપર લખેલા પત્રમાં પૂજ્ય ગાંધીજીએ લખ્યું:

........ના કાગળમાં સૂચના છે કે મારે દર અઠવાડીએ કંઇક પ્રવચન પ્રાર્થના સમયે વાંચવા સારૂ મોકલી દેવું. વિચાર કરતાં મને આ માગણી યોગ્ય લાગી છે. પ્રાર્થના સમયે કંઇક વધારે ચેતન રેડવામાં આ મારો ફાળો ગણજો.

## વાનગી—૧૫

### અસ્પૃશ્યતાનિવારણ

અસ્પૃશ્યતા એટલે આભડછેટ; અને અખા ભગતે ઠીક ગાયું છે કે આભડછેટ અદકેરૂ અંગ; એ જ્યાં ત્યાં ધર્મમાં ધર્મને નામે કે બહાને વિઘ્ન નાંખ્યાંજ કરે છે અને ધર્મને કલુષિત કરે છે. જો આત્મા એકજ છે, ઇશ્વર એકજ છે તો અસ્પૃશ્ય કોઇ નથી. જે રીતે ઢેડ ભંગીને અસ્પૃશ્ય ગણવામાં આવે છે પણ અસ્પૃશ્ય નથી. તે રીતે મૃત દેહ પણ અસ્પૃશ્ય નથી. એ માન ને કરૂણાને પાત્ર છે. મૃત દેહનો સ્પર્શ કરી કે તેલ ચોળી અથવા હજામત કરી કરાવી નાહીએ છીએ. તો તે કેવળ આરોગ્યની દૃષ્ટિએ. મૃત દેહનો સ્પર્શ કરી કે તેલ ચોળી ચોળાવી ન નહાય તે ભલે ગંદો કહેવાય. તે પાતકી નથી, પાપી નથી. એમ. તો ભલે માતા બચ્ચાનું મેલુ ઉપાડ્યા પછી સ્નાન ન કરે અથવા હાથ પગ ન ધુએ ત્યાં લગી અસ્પૃશ્ય હોય, પણ બચ્ચું તેને મેલ કરતું અડશે તો તે નથી અભડાવાનું કે નથી તેનો આત્મા મલીન થવાનો.

## વાનગી—૧૬

પણ જે તિરસ્કારરૂપે ભંગી, ઢેડ, ચમાર ઇત્યાદિ નામે ઓળખાય છે. એ તો જન્મે અસ્પૃશ્ય ગણાય છે. ભલે તેણે સેંકડો સાબુથી વર્ષો લગી શરીર ચોળ્યું હોય, ભલે તે વૈષ્ણવનો પોશાક પહેરે, માળા કંઠી રાખે, ભલે તે ગીતા પાઠ રોજ કરે ને ધંધો લેખકનો કરે તોય અસ્પૃશ્ય છે. આમ જે ધર્મ મનાય કે આચરાય તે ધર્મ નથી. અધર્મ છે ને નાશને યોગ્ય છે. આપણે અસ્પૃશ્યતાનિવારણને વ્રતનું સ્થાન આપીને એમ માનીએ છીએ, કે અસ્પૃશ્યતા હિંદુ ધર્મનું અંગ નથી, એટલુંજ નહીં પણ એ હિંદુ ધર્મમાં પેસી ગએલો સડો છે, વહેમ છે, પાપ છે, ને તેનુ નિવારણ કરવું પ્રત્યેક હિંદુનો ધર્મ છે, તેનું પરમ કર્તવ્ય છે.

## વાનગી—૧૭

### જાતમહેનત

રોટીને સારૂ પ્રત્યેક મનુષ્યે મજૂરી કરવી જોઇએ. શરીર વાંકુ વાળવું જોઇએ એ ઇશ્વરી નિયમ છે, એ મૂળ શોધ ટોલસ્ટોયની નથી. પણ તેના કરતાં બહુ અપરિચિત રશિયન લેખક બુર્નોહ છે. તેને ટોલસ્ટોયે પ્રસિદ્ધિ આપીને અપનાવી.

મજૂરી ન કરે તેને ખાવાનો શો અધિકાર હોય? બાઇબલ કહે છે: "તારી રોટી તું તારો પસીનો રેડીને કમાજે ને ખાજે". કરોડપતિ પણ જો પોતાને ખાટલે આળોટયા કરે ને તેના મોંમાં કોઈ ખાવાનું મૂકે ત્યારે તે ખાય તો તે લાંબો વખત ખાઈ નહીં શકે, તેને તેમાં રસ પણ નહીં રહે. તેથી તે વ્યાયામાદિ કરીને ભૂખ નિપજાવે છે, ને ખાય છે, તો પોતાનાંજ હાથ પગ હલાવીને જો આમ કોઇક રીતે અંગ કસરત રાય રંક બધાને કરવીજ પડે છે તો રોટી પેદા કરવાનીજ કસરત સહુ કાં ન કરે. એ પ્રશ્ન સહેજે પેદા થાય છે ખેડુતને હવા લેવાનું કે કસરત કરવાનું કોઈ કહેતું નથી, અને દુનિયાના નેવું ટકા કરતાં પણ વધારે માણસના નિર્વાહ ખેતીથી ચાલે છે. આનું અનુકરણ બાકીના દશ ટકા કરે તો જગતમાં કેટલુ સુખ. કેટલી શાંતિ. ને કેટલું આરોગ્ય ફેલાય? અને ખેતીની સાથે બુદ્ધિ ભળે એટલે ખેતીને અંગે રહેલી ઘણી હાડમારીઓ સહેજે દૂર થાય. વળી જાતમહેનતના આ નિરપવાદ કાયદાને જો સહુ માન આપે તો ઊંચ નીચનો ભેદ ટળી જાય. અત્યારે તો જ્યાં ઊંચ નિચતાની ગંધ પણ નહોતી ત્યાં એટલે વર્ણવ્યવસ્થામાંય, તે પેસી ગઈ છે. માલેક મજૂરના ભેદ સર્વવ્યાપક થઈ પડયો છે ને ગરીબ ધનિકની અદેખાઈ કરે છે. જો સહુ રોટી પુરતી મજૂરી કરે તો ઊંચ નીચનો ભેદ નીકળી જાય, ને પછી પણ ધનિક વર્ગ રહેશે તે પોતાને માલેક નહિ માને પણ પોતાને તે ધનના કેવળ રખવાળ કે ટ્રસ્ટી માનશે, ને તેનો મુખ્યપણે ઉપયોગ કેવળ લોક સેવા અર્થે કરશે.

## વાનગી—૧૮

### નમ્રતા

નમ્રતા કોઇને અભ્યાસથી આવી જાણી નથી. સત્ય કેળવાય, દયા કેળવાય, નમ્રતા કેળવવી એટલે દંભ કેળવવો એમ કહેવાય. અહીં નમ્રતા એ વસ્તુ નથી કે જે મોટા માણસોમાં એક બીજાના માનાર્થે શીખવવા કેળવવામાં આવે છે. કોઈ બીજાને સાષ્ટાંગ નમસ્કાર કરતા હોય છતાં મનમાં તો તેને વિષે તીરસ્કાર ભર્યો હોય આ નમ્રતા નથી. લુચ્ચાઈ છે. કોઈ રામ નામ જપ્યાં કરે, માળા ફેરવે, મુની જેવો થઈ સમાજમાં બેસે પણ માંહે સ્વાર્થ ભર્યો હોય તો તે નમ્ર નથી પણ પાખંડી છે. નમ્ર મનુષ્ય પોતે જાણતો નથી કે ક્યારે તે નમ્ર છે. સત્યાદિનું માપ આપણે પોતાની પાસે રાખી શકીએ, પણ નમ્રતાનું માપ નથી હોતું. સ્વાભાવિક નમ્રતા છાની નથી રહેતી. છતાં નમ્ર મનુષ્ય પોતે તે દેખી શકતો નથી.

નમ્રતા એટલે હુંપણાનો આત્યંતિક ક્ષય. વિચાર કરતાં માલુમ પડી જાય એવું છે કે આ જગતમાં જીવ માત્ર એક રજકણ કરતાં પણ કંઈ નથી. શરીરરૂપે ક્ષણજીવી છીએ.

કાળના અનંત ચક્રમાં સો વર્ષનું પ્રમાણ કાઢીજ ન શકાય પણ જો એ ચક્રાવામાંથી નીકળી જઈએ એટલે કંઈ નથી થઈ જઈએ તો બધું થઈ જઈએ. કંઈ થવું એટલે ઇશ્વરથી.—પરમાત્માથી, સત્યથી વિખુટા થવું. કંઈ ટળી જવું એટલે પરમાત્મામાં ભળી જવું. સમુદ્રમાં રહેલુ બિંદુ સમુદ્રની મહત્તા ભોગવે છે. પણ તેનું તેને જ્ઞાન નથી. સમુદ્રથી વેગળુ થયું ને પોતાપણાનો દાવો કરવા બેઠું એટલે તે તેજ ક્ષણે સુકાયું.

આ નમ્રતા એટલે પુરુષાર્થરહિતતા ન હોય? એવો અર્થ હિંદુ ધર્મમાં કરી નાખ્યો છે ખરો. અને તેથી આળસને, પાખંડને ઘણી જગાએ સ્થાન મળી ગયું છે. ખરૂં જોતાં નમ્રતા એટલે તીવ્રતમ પુરુષાર્થ પણ તે બધો પરમાર્થને કારણે હોય. ઇશ્વિર પોતે ચોવીસ કલાક એક શ્વાસે કામ કર્યા કરે છે, આળસ મરડવા સરખીએ ફૂરસદ લેતો નથી. તેવા આપણે થઈ જઈએ, તેનામાં ભળી જઈએ, એટલે આપણો ઉદ્યમ તેના જેવોજ.

**વાનગી—૧૯**

## અંતર્દ્રિત થયો — થવો જોઇએ

સમુદ્રથી છૂટેલા બિંદુને સારૂ આરામની કલ્પના આપણે કરી શકીએ છીએ. પણ સમુદ્રમાં રહેલા બિંદુનો આરામ કયાંથી ? સમુદ્રને એક એક ક્ષણનો પણ આરામ છેજ કયાં? બરાબર એજ પ્રમાણે આપણું છે, ઇશ્વિરરૂપી સમુદ્રમાં આપણે ભળી જઈએ એટલે આપણો આરામ ગયો. આરામની જરૂર પણ ગઈ. એજ ખરો આરામ; એ મહા અશાંતિમાં શાંતિ. તેથી ખરી નમ્રતા આપણી પાસે જીવમાત્રની સેવા અર્થે સર્વાર્પણની આશા રાખે છે. બધું પરવાર્યા પછી આપણી પાસે નથી રહેતો રવિવાર કે શુક્રવાર કે સોમવાર. આ સ્થિતિનું વર્ણન આપવું મુસ્કેલ છે, પણ એ અનુભવગમ્ય છે. જેણે સર્વાર્પણ કર્યું છે તેણે તે અનુભવી છે.

**વાનગી—૨૦**

## જાહિષ્ણુતા

આશ્રમ જાતિભેદને માનતું નથી. જાતિભેદથી હિંદુધર્મને નુકસાન થયું છે એવી માન્યતા છે. તેમાં રહેલી ઊંચ નીચની અને આભડછેટની ભાવના અહિંસાધર્મની ઘાતક છે. આશ્રમ વર્ણાશ્રમધર્મને માને છે. તેમાંની વર્ણવ્યવસ્થા કેવળ ધંધાને આધીન છે એમ જણાય છે તેથી વર્ણ-નીતિનું પાલન કરનાર, માબાપના ધંધામાંથી આજીવિકા પેદા કરી બાકીનો સમય શુદ્ધજ્ઞાન લેવામાં અને વધારવામાં વાપરે. સ્મૃતિઓમાં રહેલી આશ્રમવ્યવસ્થા જગતનું હીત કરનારી છે, પણ વર્ણાશ્રમધર્મ માન્ય હોવા છતાં આશ્રમનું જીવન ગીતામાન્ય વ્યાપક ને ભાવનાપ્રધાન સંન્યાસના આદર્શને આગળ રાખી રચાએલું હોવાથી આશ્રમમાં વર્ણભેદને અવકાશ નથી.

## વાનગી—૨૧

### "લખમી"

એ વખતે ધોળકા લાઈનના રેલ્વેના પાટા બદલતા હતા, એટલે વેજલપરાથી સો સવાસો માણસ કમાવા આવ્યું હતું, ને ધોળકા રેલ્વેના પાટા પાસે સીમમાં પડાવ નાખીને પડયું હતું. કાનો અને એનો સસરો પૂંજો દેડ એ તરફથી આડે ધડ ચાલ્યા આવતા હતા અને ગમે તેમ કરી એલિસ બ્રીજ જનારી મોટી સડક પકડીને 'માણેક-ચોક'માં પહોંચવાનો એમનો વિચાર હતો. વેજલપરાથી આઠેક દિવસ થયાં આવેલા, લોટ દાળ લાવ્યા હતા તે ખૂટી પડયાં અને અમદાવાદ તથા એનું 'માણેકચોક' એમની સ્વપ્નસૃષ્ટિમાં પહેલેથીજ કાંઈક સોનેરીરૂપેરી મહેલાત જેવા લાગેલાં, એટલે આજ તો ભલે રાતના આઠ વાગે કે નવ થાય, પણ 'માણેકચોક'માંથીજ હટાણું કરવાનો નિશ્ચય કરી ને બન્ને નીકળ્યા હતા.

મોટી સડક ઉપર એક પછી એક કેટલાય વાહ્ન ચાલ્યાં આવતાં હતાં, અને એમણે ઉડાડેલી ધૂળ શાંત થાય ન થાય તે પહેલાં મોટરે ઉડાડેલી ધૂળના ગોટેગોટામાં સગરો જમાઈ દટાઈ જતા હતા. 'મોડું બહુ થાશે', કાનો બોલ્યો. કાનો જુવાનજોધ હતો, પણ એના પગમાં પોતાના પ્રૌઢ સસરા જેવું જોમ ન હતું.' બશેર જલેબી લેશું. ત્રણ દરવાજા પાસે ખાંચામાં પીળી ધરમક મળે છે, ને સગરો જમાઈ બેય ખાતા આવશું. ધોળી દૂધ જેવી રાત છે પછી ભલેને સોપો પડી જાય'.

'તમારી સાસુ જીવતાં અમે આવ્યાં હતાં, આજથી પાંચ વરસ પહેલાં એનો મંદવાડ વિરમગામનો કે નડિઆદનો કે અમદાવાદનો કોઈ દાકતર વરતી ન શકયો. પછી આપણી વશરામની વહુએ ડામ દીધા.' પૂંજાનાં પગલાં જરાક નરમ પડયાં, એટલે કાનો સાથે થઈ ગયો. મિત્રના ખભા પર હાથ મકતો હોય એમ પૂંજો કાનાના ઉઘાડા કાળા ખભા ઉપર હાથ મૂકીને બોલ્યો. "તમે નાના હતા તમને ખબર નથી, પણ કડવીની મા બહુ ચાલાક માણસ હતું. કડવી પુંજાની મોટી છોડીનું નામ હતું.

ભોળીયો કાનો સસરાની સામે જોઈ રહ્યો. અત્યારે પૂંજો એની સાથે મિત્રની જેમ વરતી રહ્યો હતો. પણ—'દેશના એક વીસું રૂપિઆ બાકી છે તે ભરી ગયા પછી તમારા માણસને— આ કડવીને— તેડી જાજો,' એમ એણેજ કહ્યું હતું. 'તમે નાના હતા. કડવી પણ નાની હતી. પણ તમારી સાસુએ કયાં વરો આવ્યો ને કયાં ગયો કાંઈ કળાવા દીધું નો'તું બહુ ચતુર માણસ.

કાનો પોતાની સાસુનાં વખાણ સાંભળી રહ્યો. એને એટલીનો ખબર હતી કે પોતે નબાપો બન્યો ત્યારે વેણની ખાતર પણ સાસુએ સંબંધ જાળવી રખાવ્યો હતો અને

એના દેશના રૂપિયા દશ વિશુ ને બદલે છ વીસું લેવરાવ્યા હતા. એની સ્મૃતિમાં એની સાસુની મુર્તિ પુજ્ય ને પ્રેમ ભરેલી હતી.

પછી વિવાહ તો ઊકલી ગયા. મૂકવું કારવવું પતી ગયું ને મેં કહ્યું; "કાં કેટલા રૂપિયા વધ્યા?" "કાંઈ વધ્યું નથી, પસ્તાળીસ રૂપિયા ઘટયા છે," તમારી સાસુએ કહ્યું "હવે? વાણિયાનું ક્યાંથી ચૂકવશો ? નેમચંદ એક દી ખમે એવો નથી."

મેમાન તો ગયા. પછી મે પૂછ્યું કે "તે રૂપિયા કાઢયા ક્યાંથી?" મોઢું મલકાવીને દાઢીએ હાથ રાખીને એણે તો જવાબ દીધો, કે "તમારે શું કામ છે? કાઢયા ગમે ત્યાંથી." "ના પણ તું વાત તો કર, કે રૂપિયા આવ્યા કયાંથી?" મેં કહ્યું. તમારી સાસુનો સ્વભાવ જરાક હસમુખો ખરો, મને કહે કે "હું ચોરી કરી આવી છું." 'પણ હું કાંઈ માનું? મને ખબર હોય નાં કે આ સત જુગનો જીવ કાંઈ ચોરી કરે? મે કહ્યું કે "તું રૂપિયા કયાંથી લાવી એ કહે, નહિતર મારે ભગરીનું દૂધ ઘી હરામ છે."

ભાઈ મેં તો સાંજે ખાણું ઠેલી મેલ્યું. "રૂપિયા કયાંથી લાવી એ વાત કર તો હા, નકર ખાવું હરામ." પછી શું કરે? મને કહે, કે "એતો હું મુખિયાણીની પાસેથી ઉછીના લાવી છું. આપણે પછી ભરી દેશું." હવે મારે કંઈ મુખિયાણીને પૂછવા જવાય નહિ. વખત મુખીઆણિએ છાનાછપના આપ્યા હોય એટલે મુખીને પુછાય નહિ. અને આપણે મુખીયાણી હારે બોલવું શા રીતે? એટલે ભાઈ, રૂપિઆની વાતનો એમ થાળે પડી. ગામના વાણિઆનું તો ચૂકવી દીધુ. પણ પરગામના વાણિઆના રૂપિયા સાત વીશું ને સાત હતા એ કયાંથી ભરવા? થોડાક રાઘવા મોચી પાસે લેણા હતા તે આવ્યા એક પારો ખંડીનાંખ્યો, પણ અંદર પેલે ગોકળીએ સોનીએ રૂપાના કકડા મૂકેલા! મારા બેટે બરાબર દગો દીધેલ, તે માંડ એના રૂપિયા અરધા ઉપજ્યા. વળી તમારી સાસુ મુખિઆણી પાસેથી થોડાક લાવ્યાં ને એમ આટા ગોટા કરી અમે તો નામું ચૂકવવા હાલ્યાં.

આષાઢ માસની એક મેઘલી રાતે પૂંજો વધુ માંદો હતો. કાનો વશરામને બોલાવવા ગયો હતો. એક ખૂણામાંથી દોઢ પૈસાનો ઘાસલેટનો દીવો પ્રકાશ આપી રહ્યો હતો. ચૂલા ઉપર ધાનનું માટલું પડયું હતું, એમાં મોં નાખીને બિલાડી ખાવાનું કરતી હતી. કડવી ગમગીન બનીને બાપની પાસે બેઠી હતી. છોકરી ભનકી બહાર સૂતી હતી. કડવી? હવેતો મને થોડોક શેરો કરી દે તો શરીરમાં તાકાત આવી જાય; કડવીએ તરત ચૂલો સળગાવ્યો, પણ કોણ જાણે કેમ, દીવાસળી હાથમાં રાખીનેજ થંભી ગઈ. "બાપા!' 'કેમ દિકરી? કડવી! શું છે?' 'આ આપણું પાણિયારું છે કાં?' પુંજાને આ સવાલથી નવાઈ લાગી, પણ તેણે ડોકું ધુણાવીને હા પાડી. એતો હમણાં એવું છે, કડવી! તારી મા જીવતાં એ પાણિયારાનું રૂપ જુદું હતું. ત્યાં તાંબાપિત્તળની હેલ રે'તી. નીચે ચૂના જેવી ગાર થાતી ને ઉપર ચિતરામણ હતાં. કડવી છેક પુંજા પાસે

આવી. 'બાપા! મારે એક વાત કરવી છે. મારી માએ તમને કહેવાની કહી હતી.' પૂંજો પથારીમાં અરધો બેઠા જેવો થઈ ગયો. તેની આંખ ભૂતકાળના પડદા ચીરીને કડવીની મુખાકૃતિમાં સચવાએલું લક્ષ્મીનું મોં જોઈ રહી તેના ચહેરા પર દીવાનો પ્રકાશ પડતો હતો અને મોં ઉપર અપાર્થિવ તેજ હતું. 'કોણે તારી માએ કહી છે? — તું આજ હવે મને આ વાત કહેવા બેઠી? આજ સુધી નો સાંભરી? 'આ આપણો ચૂલો અહીંજ હતો?' 'હા' 'અને આ પાણિઆરૂ તઈં તો બાપા, એ બેયની વચ્ચોવચ મારી માએ રૂપિઆ સાચવી ને રાખ્યા છે!' હેં!' 'અને મને કહ્યું હતું કે તારા બાપા મજૂરી કરીને કામી ખાય, ત્યાં સુધી કાંઈ બતાવીશ નહિ. રૂપિયા જોઈને નવી બાયડીના ખ઼ડમાં પડશે અને તમને દખ પડશે. પણ તારા બાપા દખી થતા હોય કોઈ આબરૂનો સવાલ આવ્યો હોય, કાળ દકાળ પડે, તમારી માંદગીમાં ખપ પડે, તો આ રૂપિયા બતાવજે. આજ મનેઈ સાંભર્યું બાપા!'

અંતરના ઊંડા મંથનમાં પડયો હોય તેમ પૂંજો કડવીની સામે જોઈ રહ્યો: 'કડવા! તેં બેટા, આજ સુધી આ વાત સાચવી રાખી. આવું તારું ડહાપણ, એતો તારી મા સિવાય બીજે ક્યાંયથી મળે નહિ' શી એની ચતુરાઈ જોને આજ ખરે ટાણે મને બચાવી લીધો. પૂંજો વધારે બોલી શકયો નહિ, પણ એનું અંતઃકરણ અનેક વિચારો કરી રહ્યું હતું. એટલામાં બારણું ઉઘડયું ને વશરામને તેડીને કાનો આવ્યો.

પૂંજાને જરાક સારૂં છે, એ જોઈ ને બન્નેને હૈયે ધરપત વળી. કડવી પૂંજા માટે શેરો તૈયાર કરી રહી હતી. બીજે દિવસે સવારે પૂંજાએ કાનાને બોલાવ્યો. રાતમાં કડવીએ રૂપિયા દોઢસો ભોંયમાંથી કાઢી લીધા હતા. પૂંજાએ પોતાની પથારી નીચેથી એક રૂપિઓ કાઢયો: 'લ્યો કાના, આ રૂપિઓ. ઘી ગળ લઈ આવો ને શેરો કરીને આજ તો સૌ ખાઈએ. બજારમાંથી પાછા ફરો, ત્યારે શામડીને જમવાનું નોતરું દેતા આવજો!' સરજણ નેનો કડવીએ બાપાની સામું જોયું. એની માએ ભાખ્યું હતું એજ પ્રમાણે ભવિષ્ય થયું. પૂંજો હવે બીજું ઘર કરશે. બાકી દોઢસો રૂપિયા ક્યાંથી?

શામડી જમવા આવી. એનું યૌવન ને રૂપ તો સૌને આજે એવાંજ હતાં. સૌ જમવા બેઠાં. એક તાંસળીમાં પૂંજો પણ શેરો ઉડાવી રહ્યો હતો. એને વિશ્વાસ બેઠો હતો કે હવે પોતે સાજો થઈ ગયો છે. 'શામડી! આજ તો મેં તમને એક વાત કહેવા બોલાવ્યાં છે!'

શરમની મારી બિચારી કડવી નીચે જોઈ ગઈ. કાનો બોલ્યો નહિ, પણ એનું મન દુભાયું. શી વાત છે એ સૌને ખબર હતી.

'તમારે માટે મેં બલોયાં લઈ રાખ્યાં હતાં, સાડલો લઈ રાખ્યો હતો, એટલામાં તો હું માંદો પડયો.' કડવીનો અંતરાત્મા કકળી ઊઠયો. માએ જે આગાહી કરી હતી તેજ પ્રમાણે થયું. 'પણ કાલે તો અચાનક કડવીની મા સોણામાં આવ્યાં. એવું ને એવું

તાજું શરીર છે, નમણી આંખે મારી તરફ જોઈ રહ્યાં છે.' કડવી કાનો ને શામડી સૌ સાંભળી રહ્યાં. 'જાણે હમણાં મારી સાથે બોલશે, પણ કોણ જાણે કેમ કંઈ બોલ્યાં નહિ. પણ ઇશારત કરીને કહ્યું કે રૂપિયા દોઢસો મેં તારે માટે રાખ્યા છે, તે ભોંમાંથી ખોદી લે. ખાઈ પીને તાજા થા. મજુરી કરીને કમાતો થઈ જા અને છોકરાંને સાચવ!'

'હેં !'

'હા સાચું કહું છું. મેં વેણ આપ્યું. પછીજ અલોપ થયાં.' કડવી મનમાં ને મનમાં હસી રહી.

કડવી બાપા સામે જોઈ રહી. પુંજો જાણે લક્ષ્મીને પ્રત્યક્ષ જોતો હોય તેમ બોલી રહ્યો હતો: 'હવેતો લખમી આવી ગઈ પાછી ઘર સંભાળવા, એટલે મને નિરાંત થઈ. મને મનમાં તો હતું જ કે લખમી જેવો દેવતાઈ જીવ મને ભૂલે તો નહિ !'

## વાનગી—૨૨

પણ તમે ખ્રિસ્તી થયા શા માટે?

રામદેવની ઇચ્છા નહોતી છતાં એ પ્રશ્ન એની સામે આવી પડયો. ગાડી ચાલુ થયા પછી એની સામે બેઠેલા આધેડ વયના પુરુષે એની સાથે ઓળખાણ કરવા માંડી હતી. રામદેવ દુઃખમાં હતો અને કશું છુપાવવાનો એનો સ્વભાવ નહોતો એટલે એણે પોતાની સાચી ઓળખાણ આપી દીધી હતી. રામદેવે જોયું હતું કે પ્રશ્નો પુછનાર એક સજ્જન પુરુષ હતા એમના પ્રશ્નોમાં તોછડાઈ પણ નહોતી. અને નકામું કુતુહલ પણ નહોતું. તેઓ મમતાથીજ પૂછતા હતા. પણ ઘણા પ્રશ્નોના અંતે 'તમે ખ્રિસ્તી થયા શા માટે' એ પ્રશ્ન આવ્યો ત્યારે રામદેવને થયું કે પ્રથમથીજ મૂંગોજ રહ્યો હોત તો સારૂં હતું. પણ હવે તો જવાબ આપ્યા વિના ચાલે એમ નહોતુ એટલે એણે ટૂંકમાં કહી દીધું 'શું કરૂં દુઃખમાંથી છૂટવાનો બીજો કોઈ રસ્તોજ નહોતો'.

રામદેવને ભય હતો ઘણ પુરી ખાત્રી નહોતી કે એના જવાબમાંથી બીજા અનેક સવાલો ઊભા થઈ જશે પેલા સજ્જને તુરતજ પૂછયું.

'દુઃખમાંથી છૂટવું એટલે તો તમે અસ્પૃશ્ય ન ગણાવ એજને?'

'હા. એજ' રામદેવે ધીમે સ્વરે જવાબ આપ્યો.

'તમે ત્યારપછી તમારા ગામમાં ગયા હતા?' રામદેવે હા પાડી.

'ત્યાં તો તમને અસ્પૃશ્ય ગણતાજ હશે.'

રામદેવને પોતાના પહેલા જવાબની મૂઝવણ થઈ છતાં એણે સાચું કહેવા માટેજ હા પાડી.

'ત્યારે તો તમે ખ્રિસ્તી ન થયા હોત અને તમારી જાત છુપાવીને બીજા કોઈ ગામમાં ગયા હોત તો પણ તમને અડત, તમારી સાથે વ્યવહાર પણ કરત'

રામદેવ મુંઝાયો. ચર્ચામાંથી છૂટવાનો એને વિચાર આવ્યો. પણ પેલા સજ્જને તૂરત વળી કહ્યું.

'આ રીતે તો તમારી કોમમાંથી હજાર બે હજારે એકાદ માણસજ છૂટી શકે. આખી કોમનું શું?'

'એ પણ ખ્રિસ્તી થઈ જાય.' કંઈક ડરતાં પણ રામદેવ બોલી ગયો.

'તો ખ્રિસ્તી માત્રને હિંદુઓ અસ્પૃસ્ય ગણે.'

'પણ સરકાર.........'

સરકાર શું કરી શકે?' આ ગાડીમાં તો કાયદેસર સૌને બેસવાની છૂટજ છે ને? છતાં બિચારા ઢેડ–ભંગીને કેટલું હેરાન થવું પડે છે?'

રામદેવ તુરત સમજી ગયો. પોતાની નિશાળના અનુભવો તાજા થતાં વાર ન લાગી.

'એટલે એ રીતે પણ અસ્પૃસ્યતા તો મટતી નથી.' પેલા સજ્જને ચર્ચાનો સાર કહ્યો.

'પણ હિંદુઓમાં ......' રામદેવે વિલિયમ સાહેબની સહાય લેવાનો પ્રયત્ન કર્યો.

'તમે એ ધર્મ વિષે કંઈ જાણો છો?'

રામદેવને જરા હિંમત આવી. 'જાણવાની ક્યાં વાત! મેં જાતે અનુભવ્યું જ છે ને!'

'એ તો જેવું તમે હિંદુઓ પાસેથી અનુભવ્યું છે તેવું આખી દુનિયાએ ખ્રિસ્તીઓ પાસેથી અનુભવ્યું છે.'

રામદેવ કંઈ સમજ્યો નહિ. એ આશ્ચર્યપૂર્વક બોલ્યો: 'એટલે!'

'જુલમો!' રામદેવ આશ્ચર્ય પામતો બોલ્યો.

'તમને ખ્રિસ્તી થવાની પ્રેરણા આપનારાઓએ તમને નથી કહ્યું કે જગત ઉપર એમનું રાજ છે.'

'એ તો કહ્યું છે.'

'તો એનો અર્થ શો?'

'એ ધર્મ સાચો છે અને એટલે જગત ઉપર રાજ કરે છે.'

'એમ નહિ. એ ધર્મના અનુયાયીઓ એટલા અધર્મી અને એટલા ઘાતકી છે કે જેમ હિંદુઓ નબળા હરિજનો ઉપર ત્રાસ ગુજારે છે તેમ બીજી નબળી પ્રજાઓ ઉપર તેઓ ત્રાસ ગુજારે છે.'

રામદેવ આભો બન્યો. બિચારે પ્રેમાશ્રમ અને હરિપુરના વાતાવરણમાં આવું કદિ સાંભળ્યું જ નહોતું.

'તમે ગભરાવ નહિ.' પેલા સજ્જન આશ્ચર્ય પામતાં બોલ્યા.

'ધર્મ તો ખરાબ નથી તેમ કોઈ સંપૂર્ણ સારો નથી. તમે ભલે ખ્રિસ્તી રહો અને ઈશુ ભગવાનના જીવનમાંથી પ્રેરણા લઈ આખા જગત પ્રત્યે પ્રેમ રાખો, પણ તમે હવે

બીજા કોઈને ખ્રિસ્તી થવાની પ્રેરણા આપવા ન જશો, તેમ હિંદુ ધર્મનો વિરોધ પણ ન કરશો.'

રામદેવ કંઈ બોલી શક્યો નહિ. એ પોતાને તદ્દન બુદ્ધિહીન લાગ્યો. આજસુધી એ એમ સમજતો હતો કે પોતે ઘણું ભણ્યો છે ને ઘણું સમજ્યો છે. અત્યારે એને ખબર પડી કે પોતે ભારે અજ્ઞાન છે થોડીવાર સુધી પોતાના અજ્ઞાન ઉપર વિચાર કરતો એ બેસીજ રહ્યો અને પેલા સજ્જનના હાથમાં રહેલું છાપું વાંચવા લાગ્યા.

પાએક કલાક મૌન ચાલ્યું. રામદેવ વિચાર કરતો કરતો પેલા સજ્જન સામે જોતો હતો અને મનમાં વિચારતો હતો કે બધી શંકાઓ પ્રગટ કરીને પૂછી લઉં? ઘડીક ઇચ્છા થઈ જતી. વળી મન પાછું પડતું. ફરી પાછી ઇચ્છા થતાં એણે એમની સામે જોયું. મોં ઉપર સૌજન્યના ભાવો જોઈ પૂછવાની પ્રેરણા થઈ આવી. એ ધીમેથી બોલ્યો:

'તમે શું કામ કરો છો.?'

'હું અમદાવાદમાં વેપાર કરું છું.' છાપામાંથી નજર ખસવી એમણે જવાબ આપ્યો.

હું તમને મારી થોડીક શંકાઓ પૂછું ? રામદેવ અચકાતો અચકાતો બોલ્યો.

'જરૂર પૂછો.'

'જો ઢેડ–ભંગીઓએ ખ્રિસ્તી ન થવું તો આ દુ:ખમાંથી છૂટવા માટે શું કરવું?

'તમને ખબર છે કે હિંદુસ્તાનમાં અત્યારે એક લડાઈ ચાલી રહી છે.?

'ના......શું?' રામદેવને કશીજ ખબર નહોતી.

આપણા દેશ ઉપર પરદેશીઓનુ રાજ છે અને એને લઈ આપણે સાવ કંગાળ, પતિત અને નિ:સત્વ બની ગયા છીએ.'

રામદેવને આ બધી વાત નવીન હતી.

એમાંથી છૂટવા માટે કેટલાંય વર્ષો થયાં આપણે મહેનત કરીએ છીએ. જેમ એમાંથી છૂટવા આખું હિંદુસ્તાન પ્રયત્નો કરે છે તેમ હિંદુજાતિના જુલમોમાંથી છૂટવા તમારે મહેનત કરવી જોઇએ.'

'પણ શી મહેનત કરવી.'

હિંદુઓનાં દિલને પિગળાવવાં. તમારે જાતે સહન કરીને એમને સાબિત કરી આપવું કે તમે એમના જેટલાજ અધિકારી છો.'

'હું આમાં કાંઇ સમજતો નથી.' રામદેવે નિખાલસ એ કરાર કર્યો.

'તો બીજું કંઈ પણ કરતાં પહેલાં તમે એ બધું સમજો. માત્ર મારી વાતોથી તમે એ નહિ સમજી શકો. એ માટે તમારે જ્યાં જ્યાં તમારી કોમને ઉંચે લાવવાની પ્રવૃત્તિ થતી હોય ત્યાં ત્યાં જવું જોઇએ ને સમજવું જોઇએ.'

રામદેવ વિનયપૂર્વક એમની સામે જોઈ રહ્યો. મનમાં શાંતિ ન થઈ પણ વધુ સવાલો પૂછી શક્યો નહિ.

તમે ક્યાં ઊતરવાના છો ?' થોડીવાર રહી રામદેવે પૂછ્યું.

'હવે આવે એ સ્ટેશને.'

રામદેવ કૃતજ્ઞતાપૂર્ણ આંખે એમના સામે જોઈ રહ્યો. પેલા સજ્જનને પણ આ ભોળા જુવાન તરફ લાગણી થઇ આવી હોય એમ એની સામે તાકી રહ્યા. સ્ટેશન નજીક આવ્યું એટલે એમણે કહ્યું:

'કોઈ વખત અમદાવાદ આવો તો મળજો. ત્યાં હું તમને આ વિષે વધુ સમજાવી શકીશ અને બતાવી શકીશ'

રામદેવે માથું હલાવી સંમતિ દર્શાવી.

'આ મારૂં સરનામું.' કહી એમણે રામદેવના હાથમાં એક કવર મૂક્યું. રામદેવે એ લઈને ખિસ્સામાં નાખ્યુ.

ગાડી સ્ટેશન ઉપર આવી પહોંચી પેલા સજ્જન જય જય કરીને ઊઠ્યા. રામદેવ નમસ્કાર કરતો ઊઠ્યો અને ગાડી ઊપડતાં સુધી બારીમાંજ ઊભો રહ્યો.

## વાનગી—૨૩

## શિક્ષાપત્રી

(૪૭) અને નારાયણ અને શિવજી એ બેનું એકાત્માપણું જાણવું, કેમ જે વેદને વિષે એ બેનું બ્રહ્મરૂપે કરીને પ્રતિપાદન કર્યું છે.

(૧૨) અને દેવતા અને પિતૃ તેના યજ્ઞને અર્થે પણ બકરા, મૃગલા, સસલા, માછલા, આદિક કોઈ જીવનની હિંસા ન કરવી, કેમ જે અહિંસા છે તેજ મોટો ધર્મ છે એમ સર્વ શાસ્ત્રમાં કહ્યું છે.

(૧૪) અને આત્મઘાત તો તીર્થને વિષે પણ ન કરવો અને ક્રોધે કરીને ન કરવો અને ક્યારેક કોઈ અયોગ્ય આચરણ થઈ જાય તે થકી મુંઝાઈને પણ આત્મઘાત ન કરવો અને ઝેર ખાઇને તથા ગળે ટુંપો ખાઇને તથા કુવે પડીને તથા પર્વત ઉપરથી પડીને ઈત્યાદિક કોઈ રીતે આત્મઘાત ન કરવો.

(૧૯) અને જેના હાથનું રાંધેલ અન્ન અને જેના પાત્રનું જળ તે ખપતું ન હોય તેણે રાંધેલ અન્ન તથા પોતાના પાત્રનું પાણી તે શ્રીકૃષ્ણ ભગવાનની પ્રસાદી ચરણામૃતના મહાત્મયે કરીને પણ જગન્નાથપુરી વિના અન્ય સ્થાનક વિષે ગ્રહણ ન કરવું. અને જગન્નાથપુરીને વિષે જગન્નાથજીનો પ્રસાદ લેવાનો દોષ નહિ.

(૨૧) અને દેવતા, તિર્થ, બ્રાહ્મણ, પતિવ્રતા, સાધુ અને વેદ એમની નિંદા ક્યારેક ન કરવી અને ન સાંભળવી.

(૪૦) અને ઉત્સવના દિવસને વિષે તથા નિત્ય પ્રત્યે શ્રીકૃષ્ણના મંદીરમાં આવ્યા એવા જે સત્સંગી પુરુષ તેમણે તે મંદીરને વિષે સ્ત્રીઓનો સ્પર્શ ન કરવો. તથા સ્ત્રીઓ

તેમણે પુરુષનો સ્પર્શ ન કરવો. અને મંદીરમાંથી નિસર્યા પછી પોત પોતાની રીતે વર્તવું.

(૫૪) અને તે પછી શ્રીરાધાકૃષ્ણની જે ચિત્રપ્રતિમા તેનું આદર થકી દર્શન કરીને નમસ્કાર કરીને પછી પોતાના સામર્થ્ય પ્રમાણે શ્રીકૃષ્ણનો જે અષ્ટાક્ષાર મંત્ર તેનો જપ કરીને તે પછી પોતાનું વ્યવહાર્ગીક કામકાજ કરવું.

(૭૪) અને પૂર્વે જે થયા મોટા પુરુષ તેમણે પણ જો કયારેક અધર્માચારણ કર્યું હોય તો તેનું ગ્રહણ ન કરવું, અને તેમણે જે ધર્મચારણ કર્યું હોય તેનું ગ્રહણ કરવું.

(૧૦૩) અને શ્રુતિ સ્મૃતિ તેમણે પ્રતિપાદન કર્યો એવો જે સદાચાર તે ધર્મ જાણવો અને શ્રીકૃષ્ણ ભગવાનને વિષે મહાત્માયજ્ઞાનને સહિત જે ઘણો સ્નેહ તે ભકિત જાણવી.

(૧૨૧) અને અમારો જે મત તે વિશિષ્ઠાદ્વૈત છે એમ જાણવું. અને અમને પ્રિય એવું જે ધામ તે ગોલોક છે એમ જાણવું અને તે ધામને વિષે બ્રહ્મરૂપે કરીને જે શ્રીકૃષ્ણ ભગવાનની સેવા કરવી એ અમે મુકિત માની છે એમ જાણવું.

(૧૬૩) હવે જે વિધવા સ્ત્રીઓના વિશેષ ધર્મ કહીએ છીએ અમારે આશ્રિત જે વિધવા સ્ત્રીઓ તેમણે તો પતિબુદ્ધિએ કરીને શ્રીકૃષ્ણ ભગવાનને સેવવા અને પોતાના પિતા પુત્રાદિક જે સબંધી તેમની આજ્ઞાને વિષે વર્તવું પણ સ્વતંત્રપણે ન વર્તવું.

(૧૭૬) અને તે સ્ત્રીઓની વાર્તા કયારેક ન કરવી અને ન સાંભળવી અને જે સ્થાનકને વિષે સ્નાનાદિક ક્રિયા કરવા ન જવું.

(૨૦૦) અને તે નૈષ્ઠિક બ્રહ્મચારી ને સાધુ તેમણે રોગાદિક આપત્કાળ પડયા વિના ખાટલા ઉપર સૂવું નહિ. અને સાધુની આગળ તો નિરંતર નિષ્કપટપણે વર્તવું.

---

વાનગી—૨૪

## પ્રભાતસંગ્રહ

### રાગ— બિભાસ.

આવો જવું બિરાજો કાંના મોરે નેના આગે ... ... આવો. ટેક.

નિરખી કમળમુખ ઉપજત અતિસુખ;
દુ:ખ કે સમુહ દેખી દૂર હુસે ભાગે. આવો. ૧

રૂપકી અનુપમતાઈ દેખી મન લાગ્યો ધાઈ,
નેના તો અરુન લાલ કહો કહાં જાગે. આવો. ૨

ઓસો તોતરીસી બાની રેનકી નિશાની જાની;
અધર અંજન કપોલન પીક દાગે. આવો. ૩

સાચી કહો સ્વામ અનુરાગે કોનઉકે ધામ;
એહી છબી રહો ઉર પ્રેમાનંદ માગે. આવો. ૪

## વાનગી—૨૫

# આરતીસંગ્રહ

રાગ— ભૈરવ (મંગળા આરતી)

આરતી ઉમંગસહીત મંગળા ઉતારૂં
મંગળમય મૂરતીપર તન મન ધન વારૂં આરતી. ૧

મંગળમય મંડપમેં રાજત દોઉ ભાઈ,
નારાયણ નરસમેત સંતન સુખદાઈ. આરતી. ૨

મંગળમય મુનિવર સબ મંગળ ગુન ગાવે,
મંગળમય સબ સમાજ બરન્યો નહિ જાવે. આરતી. ૩

મંગળમય દરશ કરત સતીસમાજ આઈ,
મુકતાનન્દ મંગળમય પ્રભુપદ બલજાઈ. આરતી. ૪

## વાનગી—૨૬

સંવત ૧૮૭૮ના શ્રાવણ શુદિ ૭ સાતમને દિવસે સ્વામી શ્રી સહજાનંદજી મહારાજ શ્રી ગઢડામધ્યે દાદાખાચરના દરબારમાં શ્રી વાસુદેવ નારાયણના મંદિર આગળ ઓટા ઉપર ચાકળો નખાવીને વિરાજમાન હતા અને સર્વે શ્વેત વસ્ત્ર ધારણ કર્યાં હતાં અને પોતાના મુખારવિંદની આગળ મુનિ તથા દેશદેશના હરિભક્તની સભા ભરાઈને બેઠી હતી. અને મુનિતાલ મૃદંગ લઈને ગાવતા હતા.

પછી શ્રીજિ મહારજે નેત્રકમળની સાને કરીને તે કીર્તન રખાવીને બોલ્યા. જે સર્વે સાંભળો એક વાત કરીએ છીએ જે જે ભગવાનના ભક્ત હોય તેને એક પતિવ્રતાનો ધર્મ રાખવો અને બીજું શૂરવીરપણું રાખવું જેમ પતિવ્રતા સ્ત્રી હોય તેને પોતાનો પતિ વૃદ્ધ હોય તથા રોગી હોય તથા નિર્ધન હોય તથા કુરુપ હોય પણ પતિવ્રતા સ્ત્રીનું મન કોઈ બીજા પુરુષના રુડા ગુણ દેખીને ડોલેજ નહિ અને જો શંકની સ્ત્રી હોય તે તે જો પતિવ્રતા હોય તો મોટા રાજા હોય તો પણ તેને દેખીને તે પતિવ્રતાનું મન ચળેજ નહિ એવી રીતે ભગવાનના ભક્તને પતિવ્રતાનો ધર્મ ભગવાનને વિષે રાખવો અને પોતાના પતિનું કોઇ ઘસાતું બોલે તે ઠેકાણે કાયર થઇને ગળી જવું નહિ અતિશય શૂરવીર થઇને જવાબ દેવો પણ પાજીપલાવની છાયામાં ભગવાનના ભક્તને દબાવું નહિ એવી રીતે શૂરવીરપણું રાખવું અને લોકમાં જેમ કહે છે જે 'સાધુનેતો સમદ્રષ્ટિ જોઇએ'

પણ એ શાસ્ત્રનો મત નથી કેમ જે નારદ સનકાદિક ને ધ્રુવ પ્રહલાદીક તેમણે ભગવાનનો ને ભગવાનના ભક્તનોજ પક્ષ રાખ્યો છે. પણ વિમુખનો પક્ષ કોઇએ રાખ્યો નથી અને જે વિમુખનો પક્ષ રાખતો હશે તે આ જન્મે અથવા બીજા જન્મે જાતો જરૂર વિમુખ થશે માટે જે ભગવાનના ભક્ત હોય તેને જરૂર ભગવદીયનો પક્ષ રાખ્યો જોઈ એ અને વિમુખનો પક્ષ ત્યાગ્યો જોઇએ. આ અમારી વાર્તાને સર્વે અતિદ્રઢ કરીને રાખજ્યો ॥ ઈતિવચનામૃતમ ॥ મધ્ય ॥ ૫ ॥

## વાનગી—૨૭

### જન્મસૂતક

પુત્રનો કે પુત્રીનો જન્મ થતાં પિતાએ વસ્ત્ર સહીત સ્નાન કરવું અનંતર તેને દશ દિવસનું જન્મસૂતક પ્રાપ્ત થાય જેથી તે પિતા સમંત્રક સંધ્યા પૂજાદિકર્મમાં અનધિકારી થાય છે પરંતુ તે પિતાને પ્રથમ દિવસે છઠે દિવસે અને દશમે દિવસે સૂતક નથી તો સ્નાન કરી જાતકર્માદિને અને ગૌ ભૂમિ સુવર્ણાદિકનું દાન કરે. આ દિવસે શુદ્ધ થાય પરંતુ તેટલા માત્રથી તેણી દેવસબંન્ધી પુજાદિકમાં કે પિતૃસબંન્ધી શ્રાદ્ધાદિકમાં યોગ્ય થાય નહિ. તેમાં તો પુત્રનો જન્મ આપનારી માતા દશદિવસનું સૂતક વીત્યા પછી બીજા એકવીશ દિવસે યોગ્ય થાય અને પુત્રીનો જન્મ આપનારી માતા દશ દિવસ વીત્યા પછી એક માસે યોગ્ય થાય જે સપિંડ (સાત પેઢી સુધીના) હોય તેમણે તો ત્રણ દિવસનું જન્માશૌચ પાળવું આ જન્માશૌચમાં સૂતિકા સ્ત્રીને વર્જીને સૂતકી પિત્રાદિ જનોના સ્પર્શમાં બીજાઓને દોષ નથી સૂતિકા સ્ત્રીના સ્પર્શમાં સ્નાન કરવાનુ જાણવું. જો દશ દિવસ વ્યતિત થયા પછી પુત્રાદિ જન્મ જાણવામાં આવે તો પછીથી તેમાં સૂતક છેજ નહિ. પિતાને તો સ્નાન માત્ર છે.

## વાનગી—૨૮

વિશેશર શાહ ત્રણ ચાર પગલાં પાછા હઠી ગયા અને હાથ જોડીને બોલ્યા: "સરકાર મારી એક અરજ છે. હુકમ હોય તો કહું."

ઈજ્જાદહુશેન: "શું કહેવુ છે? તમારા લોકથી તો તોબાહ. જરાય દમ લેવાની પણ ફુરસદ નથી જ્યારે જુઓ ત્યારે કોઈ ને કોઇ આવેજ છે."

વિશેશર: "ઘણી વારથી ઊભો છું, સરકાર."

ઈજ્જાદહુશેન: "હવે તારે કહેવું હોય તે કહેને?"

વિશેશર: એજ અરજ છે કે હજુર, મારો મુચરકો ન લેવાય તો સારૂં. ખૂબ ગરીબ માણસ છું, જમીનદોસ્ત થઇ જઇશ.”

નાજર સાહેબને બારણે આવા ગરજવાન, આંધળા અને સ્વાર્થી માણસો રોજ આવતા એટલે એમની સાથે કેમ કામ લેવું તેની એમને બરાબર ખબર હતી. પહેલાં મોઢું બગાડયું, પછી વિવશતા પ્રગટ કરી પણ આંખો એવી કરી દીધી કે શિકાર હાથમાંથી ચાલ્યો ન જાય. અંતે ઠેકાણે આવ્યા. રૂપીઆ લેતી વખતે એવું મોઢું કર્યું જાણે આપી રહ્યા હોય. શાહને દિલાસો આપીને વિદાય કર્યો.

ચપરાસીએ પૂછયું: “કેમ સાહેબ, એનો મુચરકો નહિ લેવાય?”

ઇન્તિદહુશેન: નહિ કેમ લેવાય? ફેંસલો લખેલો તૈયાર છે. એ તો સો નહિ ને એકસો વીસ! મેં કંઇ એને એવું નથી કહ્યું કે તારો મુચરકો નહિ લેવાય. માત્ર કોશિશ કરવાનું કહ્યું છે. એને એટલેથીજ દિલાસો મળ્યો પછી મારે વધારે માથાકૂટ કરવાની જરૂર શી? લાંચને લોકો નાહક બદનામ કરે છે. હું જો અત્યારે આની પાસેથી રૂપીઆ ન લેત તો કોણ જાણે આની શી દશા થાત? ક્યાંક દોડા દોડીને આમ પુરા કરત. રૂપીઆ આપીને એણે એના માથા પરનો ભાર હલકો કર્યો. હવે આરામથી ખાશે અને સૂશે. કાલે કહી દઇશ કે ઘણી કોશીશ કરી પણ સાહેબે મંજુર ન કર્યું. સો રૂપીઆ રજુ કરો તો તમારો મુચરકો રદ કરી આપું. આ સાલ ફતેહ પામી તો પછી આપણા પોબાર. મેં કંઇ જબરજસ્તી નથી કરી કે સખતાઇ નથી કરી. આજ ગેબી આવક છે ગયા જનમમાં એણે મારા થોડાક રૂપીઆ નહિ આપ્યા હોય તે આ જનમમાં આપે છે. એવા તો શિકાર આવ્યાજ કરે છે દિલમાં એમની મૂર્ખાઇ પર હસું છું અને અલ્લાહનો ઉપકાર માનું છું કે આવા માણસો પેદા ન કરત તો અમારા જેવાનું ગુજરાન કેમ થાત?”

## વાનગી—૨૯

ભગતે બારણું ઉઘાડયું અને બહાર આવ્યા.

કાદિરે હસીને કહ્યું: “આજે આપણો વારો છે. જોઈએ કોણ વધારે ઘાસ કાપે છે?”

ભગતે ઉત્તર ન આપ્યો. બધા મેદાનમાં આવ્યા અને ઘાસ સાફ કરવા લાગ્યા.

મનોહરે કહ્યું: “ખાંસાહેબને ખાતર આપણે પણ ચમાર થઈ ગયા.”

દુખરન: “ભગવાનની ઈચ્છા. જે કદી ન હોતું કર્યું તે આજે કરવું પડયું.”

કાદિર: “જમીનદારના આસામી નથી? ખેતરો નથી ખેડતા?”

મનોહરઃ "બેડીએ છીએ તો એનું મહેસુલ નથી ભરતા? કોઈ એક પાઈ એ છોડતું નથી."

કાદિરઃ "હવે એ વાતો છોડો. બીજી વાતચિત કરો. કલ્લુ આ વખતે તું સાસરે લાંબો વખત રહ્યો. તો શું શું મારી આવ્યો?"

કલ્લુઃ "એટલું સલામત માનો કે હું જીવતો પાછો આવ્યો. અહીંથી નીકળ્યો ત્યારે મારી પાસે સાડાત્રણ રૂપીઆ હતા, જેમાંથી એક રૂપીઆની મિઠાઈ લીધી, આઠ આના રેલગાડીનું ભાડું આપ્યું. બે રૂપીઆ રહ્યા. ત્યાં પહોંચતાંજ મોટા સાળાએ પોતાનો છોકરો મારા ખોળામાં મૂક્યો. હાથમાં કંઈક આપવું જોઈએ એટલે તરત કમ્મરમાંથી રૂપીઓ એક કાઢીને એને આપ્યો. રાત્રે આખા ગામની સ્ત્રીઓએ એકઠાં થઈને ફટાણાં ગાયાં. એમને પણ એમનું દાપું મળવું જોઈએ. એટલે બાકી વધેલો એક રૂપીઓ એમને આપી દીધો. ન આપત તો મશ્કરી થાત. મને એમ હતું કે હવે અહીં રૂપીઆનું શું કામ પડશે અને જતી વખતે તો કંઈક વિદાય જરૂર મળશે. આઠ દિવસ આરામથી રહ્યો. જ્યારે નિકળવાની વેળા આવી ત્યારે એક પાટલું ખાંડ, એક ટોપલી જુવાર અને એક હાંડલામાં ખાટાં દોતકળાં ભરી આપ્યાં. એક માણસ ઉંચકીને સાથે આવ્યો. બસ વિદાય થઈ ગઈ. હવે ચિંતા તો એ થઈ કે ઘેર શી રીતે પહોંચાશે? કોઈ ઓળખીતું પણ ન મળે, માગવું પણ કોની પાસે? એ માણસની સાથે સ્ટેશન સુધી આવ્યો. આટલો ભાર ઉંચકીને ચાલતાં ઘેર આવવું મુશ્કેલ હતું. ખૂબ વિચાર કરતાં અંતે આવ્યું કે આટલી જુવાર વેચી દઉં. આઠ આના મળશે તોય તરતમાં કામ નીકળી જશે. બજારમાં જઈને દુકાનદારને પૂછ્યું કે "જુવાર રાખશો?" એણે કિંમત પૂછી. મેં કહ્યું કે "કિંમતની તો ખબર નથી; આઠ આના મળશે તોય બસ છે." વાણીઆએ માન્યું કે આ ચોરીનો માલ છે. કોથળામાં જુવાર ભરાવી લીધી અને કહ્યું: "છાના માનો ચાલ્યો જા, નહિ તો ચોકીદારને બોલાવી થાણે મોકલાવી દઈશ." શું કરૂં ભાઈ? બધું ત્યાંજ મૂકીને નાઠો. આખા દિવસનો ભૂખ્યો તરસ્યો મોડી રાતે ઘેર પહોંચ્યો. કાન પકડ્યા કે હવે કદી ન જવું સાસરે."

## વાનગી—૩૦

સાહેબને આ વાત ખરી લાગી. રુદ્રદત્તનેજ પહેલો સાફ કરી નાખવો જોઈએ—જો કે પહેલાં માત્ર ભય પમાડવાનોજ તેનો વિચાર હતો.

'હવે હું એમજ બોલું છું.' કહી ઝડપથી તેણે પોતાની લટકતી કીરચ મ્યાનમાંથી ખેંચી કાઢી અને પોતેજ રુદ્રદત્તને વીંધવા ધસ્યો. રુદ્રદત્ત છાતી સામે કીરચ ઝબકી.

'આ......'

થોભો! પ્રભુને ખાતર થોભો! એક ક્ષણ માટે થોભો!

બુમ તેની પાછળથી આવી. અંગ્રેજી ભાષા સાંભળી વિસ્મય પામેલો સાહેબ થોભ્યો. તેણે પાછળ જોયું તો એક યુરોપીઅન પુરુષ હાથ ઊંચા કરી દોડતો તેની બાજુ આવતો હતો. સાહેબના મુખ ઉપર આશ્ચર્યનો ભાવ વ્યક્ત થયો. ઝડપથી આવતા બીજા યુરોપીઅનને જાણે તેણે ઓળખ્યો હોય એમ લાગ્યું.

'કોણ? જોનસન?'

'હા.'

'અહીં ક્યાંથી?'

'પછી કહું છું. પણ પીટર્સ? આ શું ભવાડો કરે છે?'

'કેમ? શું છે? હું મારી ફરજ બજાવું છું.'

'શાની ફરજ?'

'કંપની સરકારના એક ભારે ગુનેગારને આ વૃદ્ધ પોતાના મકાનમાં સંતાડ્યો છે.'

'કોણે કહ્યું?'

'મારી ખાતરી છે. અમારી અને તેની વચ્ચે બે કલાકનું છેટું પડી ગયુ. ગામમાં પેસતાં સુધીની બાળ મને મળી છે.'

'આ વૃદ્ધ શું કહે છે?'

'તે ના કહે છે.'

તો એનીજ વાત ખરી. તમારી નજરે જોયું હોય અને એ ના પાડે તો તમારી આંખ કરતાં આ વૃદ્ધના બોલને ખરો માનજો.

'એ કેવી રીતે બને? તમને શી રીતે ખબર પડે?'

'હું અહીં પાંચ વર્ષથી પાદરી તરીકે રહું છુ. એ બ્રાહ્મણ કદી જૂઠું બોલે નહિ એની હું ખાતરી આપું છું.'

પણ એમને છૂટા કરી દો. તમે કેટલું જોખમ માથે લીધું તે જાણો છો? રુદ્રદત્તને કાંઈ પણ થયું હોત તો આટલો પ્રદેશ સળગી ઊઠત; તમારામાંથી કોઈ પણ બચવા પામ્યો ન હોત; અને એ ભડકો ક્યાં ક્યાં સુધી ફેલાયો હોત એ કોણ કહી શકે?

પાદરી જોનસન રુદ્રદત્ત તરફ ફર્યો અને બોલ્યો:

'પંડીતજી, આપ પધારો. માફ કરજો આપને તકલીફ આપી તે. આ લોકો તમને ઓળખતા નથી'.

'યુવાનસેન મહાસય! આ સાહેબ આપના પરિચિત છે, ખરૂ?

રુદ્રદત્તે જોનસનને પૂછ્યું, જોનસનનું નામ પંડિત રુદ્રદત્તે સ્વાભાવિક રીતે 'યુવાનસેન' માં ફેરવી નાખ્યુ હતુ. જોનસનનું જુવાનસેન, અને તેનું અતિ શુદ્ધ 'યુવાનસેન' ઝડપથી બને એમ હતું. અંગ્રેજો હિંદી નામોને બદલી નાખે, ગંગાને ગેન્જીઝ કહે, મુંબઈને

ઓમ્એનો પલટો આપે અને દક્ષિણને ડેક્કન તરીકે ઓળખાવે તો હિંદીઓ જોનસનને યુવાનસેન બનાવે એમાં કાંઈ આશ્ચર્ય નથી.

'હા પંડિતજી, એ મારા મિત્ર છે. અમે વિલાયતમાં સાથે ભણતા.'

'ત્યારે તો એ મારા પણ મિત્ર. એમને બહુ ત્રાસ પડયો. એમને વહેમ આવ્યો છે કે મેં ગૌતમને સંતાડયો છે. એમને કહો, હું ગૌતમને સંતાડું નહિ અને મારો ગૌતમ સંતાવું પડે એવું કદી કરે નહિ.'

સૈનિકોને આજની રાત વિહાર ગામેજ મુકામ કરવા તેમના સરદાર પીટર્સે હુકમ કર્યો પાદરીએ પીટર્સને પોતાના મુકામ ઉપર આવવા જણાવ્યું. અંગ્રેજને અંગ્રેજના ઘરમાંજ ફાવી શકે. તેણે ખુશીથી આમંત્રણ સ્વીકાર્યું.

પાદરીનું મકાન ગામથી જરા છેટે હતું. પાંચ વર્ષ ઉપર જોનસન વિહારમાં આવ્યો ત્યારે એક નાની ઝૂંપડી બાંધીને ત્યાં રહ્યો હતો. પરંતુ ધીમે ધીમે તેણે પોતાના રહેઠાણનો એક સુંદર બંગલો અને બગીચો બનાવી દીધો હતો. પ્રથમ તો એ ઝૂંપડીવાળી જગા પણ કોઈ તેને આપતું ન હોતું. વિહાર એ હિંદુ ધર્માન્ધતાનું મથક છે. અને તેને સુધારી નાખવું જોઈએ એવી ધારણાથી જોનસન ત્યાં આવ્યો હતો. રુદ્રદત્ત એ પ્રાચીનતાના પુજારી છે, અને તેની સામે મોરચો બાંધી, ધર્મયુદ્ધ કરી, આખા હિંદુસ્તાનને ખ્રિસ્તી બનાવવાનું સ્વપ્ન સેવી, તે અત્રે આવ્યો હતો. તેને પ્રથમથી હિંદુસ્તાનનો પરિચય હતો. બંગાળા, દક્ષિણ તથા ગુજરાત એ ત્રણે પ્રદેશો તેણે જોયા હતા. બંગાળામાં તેને સારી ફતેહ મળી અને મોટી સંખ્યામાં તેણે હિંદુઓને ખ્રિસ્તી ધર્મ પાળતા કર્યા. ગુજરાતી પંડિત રુદ્રદત્ત અને તેની હિંદુ સમાજ ઉપરની છાપ વિષે તેણે ઘણું ઘણું સાંભળ્યું હતું. એ પંડિતની અસર ઓછી કરવાના ઉત્સાહથી તે ગુજરાતમાં આવ્યો.

તેણે ઘણા પૈસા વેર્યા, પરંતુ કોઈએ તેને રહેવા માટે સ્થાન ન આપ્યું. ખ્રિસ્તી પાદરીઓના ધર્મપ્રચારનો ઇતિહાસ વિવિધરંગી છે. ધર્મ શૌર્ય અને ધર્મ સાહસનાં અદ્‌ભુત દૃષ્ટાંતો એ ઇતિહાસમાંથી મળી આવે એમ છે.

રુદ્રદત્તે એક દિવસ સાંભળ્યું કે કોઈ ખ્રિસ્તી ગોરો ત્રણ દિવસથી ગામમાં ફર્યા કરે છે, અને ટાઢ તડકો વેઠી ગમે ત્યાં સૂઈ રહે છે, પરંતુ તેને રહેવા માટે સ્થાન મળતું નથી.

'લોકો કેમ આવા નિર્દય બને છે ?' રુદ્રદત્તે પૂછ્યું.

'ખ્રિસ્તી સાહેબ જો અહિં રહેશે તો ઘણા જણને ભૂરકી નાખી ખ્રિસ્તી બનાવશે એવો બધાંને ડર છે.' એક જણે જવાબ આપ્યો.

'ખ્રિસ્તી આપણી વચ્ચે રહે એટલાથીજ આપણે ખ્રિસ્તી બની જઈશું એવો ભય હોય પછી આપણે એકદમ ખ્રિસ્તી બની જવું જોઈએ. એને અહીં બોલાવો. હું કહી દઉં કે વિહાર ગામ ખ્રિસ્તી બનવાનું છે'.

રુદ્રદત્તે કહ્યું.

રુદ્રદત્તનું મહેણું સહુને સમજાયું. ખ્રિસ્તી બની જવાના ભયમાં ખ્રિસ્તીને વસવાજ ન દેવો એ સ્વધર્મની મશ્કરી કરવા બરોબર છે. જોનસનને ખબર પડી કે રુદ્રદત્ત તેને મકાન અપાવવાની તજવીજ કરે છે. તેને નવાઈ લાગી. બ્રાહ્મણો અને પંડિતો ભાગ્યેજ ખ્રિસ્તીઓ તરફ ઉદાર બની શકતા. એક ચપળ, ધર્માન્ધ, વિતંડાવાદી, ગર્વિષ્ટ બ્રાહ્મણ તરીકે તેણે રુદ્રદત્તની કલ્પના કરી હતી. તેની કલ્પનામાં જરા ફેરફાર પડ્યો. તેને રહેઠાણ માટે જમીન મળી. તેને રુદ્રદત્તને મળવાની ઇચ્છા થઈ.

એક દિવસ નદી કિનારે સ્નાન કરી રુદ્રદત્ત પાછા ફરતા હતા. થોડા વિદ્યાર્થીઓ અને કલ્યાણી તેમની સાથે હતાં. જોનસન ફરતો ફરતો તે બાજુએ સામેથી આવતાં મળ્યો.

'આજ પાદરીને ?' રુદ્રદત્તે પુછ્યું.

'હા, જી.' વિદ્યાર્થીએ જવાબ આપ્યો.

'પાદરી સાહેબ, કુશળ તો છો ને ? કશી મુશ્કેલી પડે તો જરૂર મને જણાવજો.' રુદ્રદત્તે કહ્યું.

'હું તો આપનો દુશ્મન છું. બધાંને ખ્રિસ્તી બનાવવા માગું છું.'

'ભલે તમે એમ માનો. આર્યધર્મને તો કોઈજ દુશ્મન નથી. અમારા ધર્મમાં કશું સત્વ નહિ દેખાય તે દિવસે બધાજ ખ્રિસ્તી થશે. એમાં હું કે તમે કશું કરી શકીએ ?'

આમ બંને ધર્મ ભિક્ષુકો વચ્ચે પરિચય થયો. રુદ્રદત્ત માટે જે કલ્પના કરી જોનસન આવ્યો હતો તે કલ્પના તો ખોટીજ પડી. ધીમે ધીમે એ ખ્રિસ્તી પાદરીને રુદ્રદત્ત માટે એક પ્રકારની મમતા થઈ, સહુના આશ્ચર્ય વચ્ચે, જ્યારે રુદ્રદત્તે તેને ગીતા શીખવવી શરૂ કરી ત્યારે તેને પૂજ્યભાવ ઉત્પન્ન થયો. બંને ધર્મગુરુઓ વચ્ચે સારી ચર્ચા ચાલતી, અને જેમ પાદરીનું હિંદુધર્મ સંબંધી જ્ઞાન બીજાઓને આશ્ચર્ય ઉપજાવતું તેમ રુદ્રદત્તનું બાઇબિલ વિષેનું જ્ઞાન જોનસનને ચકિત કરી નાખતું. પાદરીને પોતાના ધર્મનો અતિશય આગ્રહ હતો, પરંતુ રુદ્રદત્ત ખ્રિસ્તી ધર્મની વિરુદ્ધ બોલતાજ નહિ. ગીતા શીખવતાં બાઈબિલમાંથી તેવાજ ભાવ અને અર્થવાળાં વાક્યો અને પ્રસંગો તેઓ આગળ લાવતા. જોનસનને લાગ્યું કે જો બ્રાહ્મણો આવા થાય તો ખ્રિસ્તી ધર્મના પ્રચારની આશાજ નિરર્થક છે. રુદ્રદત્તને અંગ્રેજી ભાષાનું જ્ઞાન હોવાનો જરાપણ સંભવ ન હોતો; છતાં બાઈબલની બધી વિગતો તેમના જાણવામાં હતી.

આવા સમર્થ વિદ્વાનો પાદરીઓની માફક પોતાના ધર્મનો પ્રચાર કેમ નહિ કરતા હોય એવો પણ વિચાર જોનસનને આવતો; અને એવો પ્રચાર નથી કરતા એજ ઠીક છે એમ પણ સ્વધર્મના અભિમાનને અંગે તેને લાગતું. એક દિવસ જોનસનથી ન રહેવાયું એટલે તેણે રુદ્રદત્તને પુછ્યું:

'પંડીતજી, તમે આર્યધર્મનો પ્રચાર કેમ કરતા નથી ?'

'એ ધર્મને પ્રચારની જરૂરજ નથી. એ સનાતન ધર્મ છે. સર્વ ધર્મોમાં એનાં બીજ રહેલાં છે. ખ્રિસ્તી, મુસલમાન કે યહુદી, કોઈ પણ ધર્મ પૂર્ણ વિકાસની ભૂમિકાએ આર્યધર્મજ બની જાય છે. પછી અમે શા માટે પ્રચાર કરીએ?'

એ વાત ખરી હોય કે ખોટી હોય; પરંતુ ત્યાર પછી જોનસનનો હિંદુ ધર્મ માટેનો હલકો અભિપ્રાય દૂર થયો; અને જો કે પાદરી તરીકે તે પોતાનું પ્રચારકાર્ય કર્યે જતો, તથાપી ધર્મબોધ કરવા કરતાં દરદીઓના ઉપચારમાં તેણે વધારે મન પરોવવા માંડયું. રુદ્રદત્તની અને તેની વચ્ચે સ્નેહભરી મૈત્રી જાગી. દરરોજ પાદરી સાહેબ પંડીતજીને મળ્યા વગર રહેતા નહિ—જો કે પંડીતજી પાદરીનો કવચિત સ્પર્શ થતો ત્યારે સ્નાન કરતા અને પાદરીને બીજા બધાથી છેટે કોઈ અડકે નહિ એવી રીતે બેસાડતા.

વાનગી—૩૧

## કોઠમડુ અને કાગડાની વાર્તા

એક કોઠમડુ જંગલમાં પડયું હતું, ત્યાં એક કાગડો તે કોઠમડુ ખાવા આવ્યો. કોઠમડુ કહે જો તારે મને ખાવું હોય તો પહેલી તારી ચાંચ ધોઈ આવ.

આથી કાગડો કૂવા પાસે ગયો, અને કૂવાને કહ્યું કે કૂવા, કૂવા મને થોડું પાણી આપ.

ધોઉં ચાંચુડી, ખાઉં કોઠમડુ, બડુક બડુક.

આથી કૂવાએ કહ્યું કે તું કુંભાર પાસે જા, અને ઘડો લઈ આવ. તેથી તે કાગડો કુંભાર પાસે ગયો, અને કુંભારને કહ્યું, કે કુંભાર, કુંભાર, મને ઘડો આપ.

આપ ઘડુલો, કાઢું પાણીડાં, ધોઉં ચાંચુડી, ખાઉં કોઠમડુ, બડુક બડુક.

તેથી કુંભારે કાગડાને કહ્યું, કે માટી લઈ આવ. આથી તે કાગડો માટી લેવા ગયો, અને માટીને કહ્યું કે મને થોડી માટી આપ.

આપ માટુડી, આપું કુંભારને, આપે ઘડુલો, કાઢું પાણીડાં, ધોઉં ચાંચુડી, ખાઉં કોઠમડુ, બડુક બડુક.

માટીએ કહ્યું કે કૂતરા પાસે જા, અને તે હરણ મારી તને શીંગડું આપશે, અને તે વડે તું માટી ખોદી કુંભારને આપજે.

તેથી કાગડો કૂતરા પાસે ગયો, અને કૂતરાને કહ્યું કે ભાઈ કૂતરા માર હરણ્યું, પડે શિંગોડી, ખોદું માટોડી, આપું કુંભારને, ઘડે ઘડુલો, કાઢું પાણીડાં, ધોઉં ચાંચુડી, ખાઉં કોઠમડુ, બડુક બડુક.

તેથી કૂતરાએ કહ્યું કે મને ગાયનું દૂધ પીવડાવ, તો હરણ્યું મારીને તને શિંગોડી આપું.

તેથી કાગડો ગાય પાસે ગયો, અને કહ્યું કે બેન ગાવડી, આપ દૂધલાં, પાઉં કૂતરાને,

મારે હરણ્યું, પડે શિંગોડી, ગાળું મોટોડી, આપું કુંભારને, ઘડે ઘડુલો, કાઢું પાણીડાં, ધોઉં ચાંચુડી, ખાઉં કોઠમડુ, બડુક બડુક.

આથી કાગડાને ગાયે કહ્યું, કે ઘાસ લાવીને મને આપ તો તને દૂધ આપું.

તેથી કાગડો ઝીંઝવા પાસે ગયો, અને કહ્યું, કે ભાઈ ઝીંઝવા, આપ ઝીંઝવો, નીરૂં ગાવડીને......................ખાઉં કોઠમડુ બડુક બડુક.

ઘાસે કહ્યું કે લુહાર પાસેથી દાતરડું લઈ આવ. તેથી તે લુહાર પાસે ગયો, અને કહ્યું કે ભાઈ લુહાર આપ દાતરડું, કાપું ઝીંઝવો.................... ખાઉં કોઠમડુ બડુક બડુક.

લુહારે કહ્યું કે ભાઈ કાગડા, લે દાતરડું.

કાગડાએ કહ્યું કે મારી ડોક ઉપર મૂક. આથી લુહારે દાતરડું લઈને કાગડાની ગરદન પર મૂકયું. દાતરડું ગરદન ઉપર મૂકતાંજ તેની ડોક કપાઈ ગઈ, ને કાગડો મરી ગયો.

══ વાનગી—૩૨ ══

## કીડી ને ઊંટની વાર્તા

એક કીડી ચુડો પહેરીને જતી હતી. એવામાં તેને એક ઊંટ મળ્યું. તેણે ઊંટને કહ્યું કે ઊંટ, ઊંટ, મારો ચુડો ભાંગીશ નહિ. તો પણ ઊંટે કીડીની ઉપર પગ મૂકયો. એટલે કીડીનો ચુડો ભાગી ગયો. એટલે કીડીએ કહ્યું, ઊંટનો પગ ભાગલો.

હવે પીપળાને તથા ઊંટને ભાઈબંધી હતી. તેથી ઊંટ પીપળા નીચે જઈને બેઠું. એટલે પીપળાએ કહ્યું હે ભાઈ ઊંટ તું હમેશાં સાજું હતું, અને આજે તારો પગ કેવી રીતે ભાગી ગયો. ઊંટે કહ્યું ભાઈ, મને કીડીનો શ્રાપ લાગ્યો. તેથી પીપળાએ કહ્યું કેવી રીતે શ્રાપ લાગ્યો. તો ઊંટે કહ્યું ઊંટનો પગ ભાગલો, પીપળે પાન ખર્યું.

હવે હોલાને પીપળાની ભાઈબંધી હતી. તેથી હોલો પીપળા પર જઈને બેઠો. હોલાએ કહ્યું ભાઈ પીપળા હમેશાં તું ગટાગોર હતો અને આજે તારાં પાન કેવી રીતે ખરી પડયાં. પીપળાએ કહ્યું મને કીડીનો શ્રાપ લાગ્યો. તો હોલે કહ્યું કેવો શ્રાપ લાગ્યો. પીપળાએ કહ્યું, ઊંટનો પગ ભાગલો, પીપળે પાન ખર્યું, હોલો નવપંખી.

હવે શિઆળને તથા હોલાને ભાઈબંધી હતી. તેથી શિઆળે કહ્યું, ભાઈ હોલા તું હમેશાં તંદુરસ્ત હતો, ને આજે તું શાથી ફૂલી ગયો. તેથી હોલાએ કહ્યું કે કીડીનો શ્રાપ લાગ્યો. શિઆળે કહ્યુ કેવો શ્રાપ લાગ્યો. હોલાએ કહ્યું, ઊંટનો પગ ભાગલો, પીપળે પાન ખર્યું, હોલો નવપંખી, શિઆળબાઈ ફૂલેલાં.

હવે શિઆળને તથા નદીને ભાઈબંધી હતી તેથી શિઆળ નદીમાં પાણી પીવા ગઈ. નદીએ કહ્યું શિઆળબેન તું હંમેશાં સારી હતી, અને આજે કેમ આવી થઈ ગઈ? તેથી શિઆળે કહ્યું કે કીડીના શ્રાપ લાગ્યો. નદીએ કહ્યું કેવો શ્રાપ લાગ્યો. શિઆળ કહે ઊંટનો પગ ભાગલો, પીંપળે પાન ખર્યું, હોલો નવપંખી, શિઆળબાઈ ફૂલેલાં અને નદી નવટાંકી.

હવે નદીમાં પાણીયારીઓ પાણી ભરવા આવી, તેમણે નદીને કહ્યું બેની તું કેવી રીતે સુકાઈ ગઈ? તેથી નદીએ કહ્યું. કે મને કીડીના શ્રાપ લાગ્યો. તેથી પાણીયારીએ કહ્યું કેવો શ્રાપ લાગ્યો? નદી કહે, ઊંટનો પગ ભાગલો, પીંપળે પાન ખર્યું, હોલો નવપંખો, શિઆળબાઈ ફૂલેલાં, નદી નવટાંકી, પાદતી પાણીયારી, રેંકતું રાવણું.

હવે ગોવાળીઆં કહે આ રાવણું કેમ રે'કે છે. ભાઈ કીડીનો શ્રાપ લાગ્યો તેથી. કેવો શ્રાપ લાગ્યો, ઊંટનો પગ ભાગલો, પીંપળે પાન ખર્યું, હોલો નવપંખો, શિયાળબાઇ ફૂલેલાં, નદિ નવટાંકી, પાદતી પાણીયારી, રેંકતું રાવણું, ને બહેરાં ગોવાળીઆં.

હવે એવામાં ખેતરમાં ખેડુત ખેડતો હતો. તેણે ગોવાળીઆને હાંક મારી તોપણ કોઈ બોલ્યું નહિ, તેથી પાસે જઈ ને એક ગોવાળીઆને પૂછ્યું! તમે શાથી બહેરાં થયાં? તેથી તેણે કહ્યું કે કીડીના શ્રાપ લાગ્યો, ખેડુતે કહ્યું કેવો શ્રાપ લાગ્યો, ઊંટનો પગ ભાગલો, પીંપળે પાન ખર્યું, હોલો નવપંખો, શિયાળબાઈ ફૂલેલાં, નદિ નવટાંકી, પાદતી પાણીયારી, રેંકતું રાવણું, બહેરાં ગોવાળીઆં, ખેડનારો ખુંદો.

હવે એવામાં ખેડુતની સ્ત્રી ભાત લઈને આવતી હતી. તેણે ખેડુતની આવી સ્થિતીમાં જોઈ પૂછ્યું કે તમને આ શું થયું. તેથી ખેડુતે કહ્યું કે, કીડીના શ્રાપ લાગ્યો, ખેડુતે કહ્યું, ઊંટનો પગ ભાગલો.........બુચી પાટીદારણ.

હવે પાટીદારણ ઘેર જતી હતી. તેને એક વાણીયે પૂછ્યું કે તું શાથી બુચી થઇ? તેથી સ્ત્રીએ કહ્યું કે કીડીના શ્રાપ લાગ્યો, સ્ત્રીએ કહ્યું ઊંટના પગ ભાગલો............
......કચીયો વાણીયો.

—વાનગી—૩૩—

## બે ભાઇબંધની વાર્તા

એક હતો આંધળો, અને એક હતો ખુંધો. એ બેને ભાઇબંધી હતી. તેઓ એક દિવસ જંગલમાં ચાલ્યા ચાલ્યા જતા હતા. તેવામાં આંધળો બોલ્યો ભાઇ ખુંધા અહીં કંઈ છે? ખુંધો કહે, હા ભાઈ ખરવાડ છે, ખરવાડમાં કંઈ છે? હા ભાઈ પંજેટી પડેલી

છે. આંધળો કહે ચાલ ભાઈ પંજેઠી લઈ લે ત્યાંથી પંજેઠી લઈ આગળ ચાલ્યા જાય છે. થોડેક દૂર ગયા ત્યારે આંધળો બોલ્યો, "ભાઈ ખુંધા અહીં કંઈ છે?" ખુંધો બોલ્યો "હા ભાઈ, કૂવો છે, અને કૂવા ઉપર એક વરથ પડ્યો છે." આંધળાના કહેવાથી ખુંધાએ વરથ લઈને પોતાના ખભે ભરાવ્યો, ત્યાંથી આગળ ચાલ્યા. થોડેક દૂર ગયા એટલે આંધળો બોલ્યો, ભાઈ ખુંધા અહીં કંઈ છે? હા ભાઈ ગધેડું ચરે છે. આંધળો કહે ભાઈ તેને અહીં લાવ, તેને લાવીને ઉપર પંજેઠી તથા વરથ મૂકે છે અને ત્યાંથી ચાલ્યા જાય છે.

થોડેક દૂર ગયા એટલે ખુંધો બોલ્યો, ભાઈ આંધળા આપણે ક્યાં જઈશું; કારણ કે જંગલ તો ભારે છે. ભાઈ તારે તેની શી જરૂર છે. ચાલ સવાસો રાક્ષસનું મોટું જંગલ છે. બારબાર ગાઉ સુધી ગાયો ચરવા જાય છે. ત્યાં આપણે જવું છે, ત્યાં રાક્ષસને માણસની ગંધ આવે છે, તેથી તે માણસને ખાઈ જાય છે, ત્યાં આપણે જવું છે. ભાઈ આપણને ખાઈ જશે તો આપણે શું કરીશું.

આંધળો કહે હું રાક્ષસને કહીશ કે મને ગળી જા; તું શું કરવા ગભરાય છે? ત્યાંથી ચાલ્યા ચાલ્યા આગળ જાય છે. બહુ દૂર ગયા એટલે એક રાક્ષસનું વન આવ્યું, વનમાં ચાલ્યા જતા હતા. તેવામાં ત્યાં એક મહેલ દેખાયો ત્યારે આંધળો બોલ્યો, ભાઈ ખુંધા, સાંભળ જો રાક્ષસની પાંખ વાગે છે. એ માટે તે આપણને ખાવા વાસ્તે આવતો હશે માટે ચાલ મહેલ નજીક દેખાય છે. તેથી મહેલમાં સંતાઈ જઈએ તો કોઈ વાતની ચિન્તા રહેશે નહિ.

ખુંધો કહે ચાલો ભાઈ નાશી જઈએ. એમ કરીને મહેલ નજીક જઈ પહોંચ્યા. ચાલ ભાઈ ખુંધા મહેલ ખોલ, અંદર પેસી જઈએ. એમ કહી મહેલ ખોલી અંદર સતાઈ ગયા. દરેક બારણાને સવા, સવા મણનાં તાળાં લગાવી દીધાં, પણ એક બારણાએ તાળું ન માર્યું.

પછીથી આંધળો બોલ્યો, ભાઈ અહીં કંઈ ખાવા પાણીની સગવડ થાય એવું કાંઈ છે? ખુંધો કહે હા ભાઈ, ઘી, ગોળ, સાકર, આટો વગેરે જે જોઈએ તે વસ્તુઓ અહીં તૈયાર છે, તો ભાઈ કાંઈ ખાવાનું બનાવો એટલામાં ખુંધો બોલ્યો, આ એકદમ ધમકાર શાનો થાય છે. આંધળો કહે તું તારે ખાવાનું બનાવ કંઈ ગભરાઈશ નહિ. એટલામાં બધા રાક્ષસો મહેલ આગળ આવ્યા, અને બોલ્યા અંદર કોણ હશે? આંધળો બોલ્યો તમે સવાસો જણ ભેગા થયા પણ તમે હશો કોણ? એ અમોને કહો.

ખુંધો વચમાં બોલ્યો તમો રાક્ષસ અને અમે તમારા કાકા દૈત, ત્યારે રાક્ષસ બોલ્યા તમો ભાઈ શું કામ કરો? આંધળો બોલ્યો જો તમે સવાસો ભેગા થયા હો, તો અમારે તમને ખાવા છે. સારૂં ભાઈ તમારી પાસે દૈતને ઓળખવાની કોઈ વસ્તુઓ છે?

આંધળો બોલ્યો, હા અમારી પાસે છે. રાક્ષસ બોલ્યો, શું છે? અમને બતાવો.

આંધળો ખુંધાને ધીમે રહીને કહે છે અહીં આવ બારી ખોલીને આ પંજેઠો બહાર ફેંક. રાક્ષસે કહ્યું, ભાઈ આ શું કહેવાય? આંધળો બોલ્યો એતો બંદેકી મૂછો હોળાવાનો કાંસકો.

રાક્ષસ બોલ્યા ભાઈ હવે બીજી કાંઈ રકમ છે. પછીથી બંને જણે થઈને કૂવાની વરથ બહાર ફેંકી. રાક્ષસ કહે આ શું કહેવાય? આંધળો કહે બંદાની મૂછનો વાળ. પછી રાક્ષસ બોલ્યા, ભાઈ હવે કાંઈ છે? આંધળો ખુંધાને કહે, ભાઈ આમ આવ, આપણે બંનેજણ થઈને આ ગધેડાને બહાર ફેંકીએ. તેઓએ ગધેડું બહાર ફેંક્યું તેણે ભોં ભોં કર્યું, એટલે રાક્ષસ લોકો ગભરાઈને નાસવા લાગ્યા. ઓ બાપ આતો ખાઇ જશે એમ કરી બધા રાક્ષસ નાસી ગયા.

પછી આંધળો બોલ્યો ભાઈ ખુંધા, હવે બધા રાક્ષસો નાસી ગયા, તેથી ચાલ હવે ખાઈ લઈએ. પછી બંનેજાણા ખાઈને તૈયાર થઈ ગયા. પછી બંનેજણ ધનમાલની પેટીઓ ઉઠાવીને ચાલતા થયા. બહુ આઘે સુધી ગયા, તો પણ રાક્ષસનું વન થોડું બાકી રહી ગયું ને રાક્ષસને ખબર થઈ.

બધા રાક્ષસો ભેગા થઈને કહેવા લાગ્યા. ભાઈ એ આતો કોઈ માણસ આપણને છેતરીને ધનમાલ લઈને ચાલ્યા જાય છે. એટલામાં ખુધો કહે ભાઈ, જલદી ચાલો, રાક્ષસો આપણી પછવાડે દોડ્યા દોડ્યા આવે છે. આંધળે કહ્યું ભાઈ રાક્ષસ આપણી નજીક આવી લાગ્યા. હવે આપણે શું કરીશું?

ખુંધો કહે, અહીં એક તાડનું ઝાડ છે તો આપણે બંને જણ એની ઉપર ચઢી જઈએ. એમ કરી પેટીઓ ઉઠાવીને ચઢવા લાગ્યા, છેક ઉપર પહોંચવા આવ્યા. ત્યાં સુધીમાં રાક્ષસો આવી પહોંચ્યા. એક રાક્ષસ ઝાડ નીચે ઊભો રહ્યો. તેની ઉપર બીજો ચઢ્યો, તેની ઉપર ત્રીજો ચઢ્યો, એમ એકબીજાની ઉપર ચઢી જઈને જેઓ હાથ ઉંચો કરીને પકડવા જાય છે. એવામાં આંધળો બોલ્યો ભાઈ ખુંધા ઝાલ પેટી, જે નીચે ઊભો છે, તેને હું ખાઈ જાઉં આ સાંભળી છેક નીચેનો રાક્ષસ બૂમ પાડીને નાઠો. તેથી બધા રાક્ષસો નીચે પડી ગયા. તેમાં કોઈનો હાથ ભાગી ગયો, કોઈનું માથું ફૂટી ગયું, એવી રીતે દરેકને વાગ્યું એટલે તેઓ નાસી ગયા.

પછી આંધળો બોલ્યો, ચાલ ભાઈ ખુંધા હવે આપણે ઊતરીને જતા રહીએ. બંને જણે નીચે ઉતરી ચાલવા માંડ્યું. ચાલતાં ચાલતાં છેક સાંજ પડવા આવી. એટલે આંધળો બોલ્યો. ભાઈ ખુંધા અહીં કાંઈ છે? હા ભાઈ બે ખેતરવા દૂર એક ધોરી રસ્તો દેખાય છે, એ રસ્તા ઉપર એક ઓરડી દેખાય છે, બીજું કાંઈ દેખાય છે, ખુંધો કહે

હા ભાઈ નજીકજ શહેર દેખાય છે. આથી તેઓ પેલી ઓરડી આગળજ જઈ અંદર જોવા લાગ્યા, તો ઓરડી ખાલી માલમ પડી.

ખુંધો બોલ્યો, ઓરડી ખાલી છે. તેથી આપણે અહીં રાત રહીશું. આંધળો બોલ્યો, લે ભાઈ આ એક રૂપીઓ લઈને બજારમાંથી કંઈક ખાવાનું લઈ આવ, હું અહીં માલ સાચવીને બેસું છું.

નજીક શહેર દેખાતું હોવાથી ખુંધો ત્યાં ગયો. ત્યાંથી તેણે થોડું ખાવાનું લીધું અને પાછો વળ્યો. બંને જણને સખત ભૂખ લાગી હોવાથી, ખુંધાએ તરતજ બળતું સળગાવીને ખાવાનું મુકી દીધું, એવામાં તેની નજરે એક સાપ જતો માલમ પડયો. તેણે મનમાં વિચાર્યું કે જો આ સાપને મારીને ખીચડીમાં નાખું તો આંધળો મરી જશે. ને બધો માલ મારો થશે. એમ વિચાર કરીને સાપને મારી નાખ્યો. અને કકડા કરી ખાવામાં નાખ્યા પછી આંધળાને કહે, ભાઈ સંભાળજે હું ઝાડે ફરવા જાઉં છું અને ખાવાનું ચૂલે મુકયું છે. તો તેમાં જોઇશ નહિ કારણ કે તને દેખાઈ નહિ. અને તેને કંઈ કરતો ખાવાનું બગડે, આંધળો બોલ્યો, ભાઇ મને સુઝતું નથી તો શા માટે જોઉં હું અહિં ને અહિંજ બેસી રહીશ. એટલે ખુંધો ઝાડે ફરવા ગયો. આંધળાએ મનમાં વિચાર કર્યો. ખુંધાએ મને નજીક જવાનું શા માટે ના કહ્યું. માટે આમાં કંઈ છે, ચાલ મને જોવા દે, એમ કરી તે ચૂલા પાસે ગયો. અને તપેલી ઉઘાડીને જોવા લાગ્યો. તેથી તપેલીની વરાળ જે સાપના ઝેરની હતી એ આંધળાની આંખોમાં પેસી ગઈ. તેથી આંખોનું ઝેર કપાઈ જઈ તે દેખતો થયો.

પછી તે બોલવા લાગ્યો, હે પ્રભુ જો કદિ મેં તપેલીમાં ના જોયું હોત તો આ ખુંધો મને મારી નાખત. એવો વિચાર કરતો કરતો પોતાના ઠેકાણે પાછો બેસી ગયો એટલામાં ખુંધો ઝાડે ફરીને આવ્યો. ને આંધળાને પૂછવા લાગ્યો. ભાઇ તેં તપેલીમાં જોયું હતું? આંધળો બોલ્યો ભાઈ મને શું સૂઝે છે? કે હું તપેલીમાં જોઉં?

આંધળો કહે ચાલ ભાઇ ખાવાનું થયું હોય તો લાવ. ખુંધાએ તપેલીમાંથી ખીચડી કાઢીને આંધળાને આપી ને પોતે બજારમાંથી લાડવા લાવેલો તે લઇને પોતે ખાવા બેઠો. એટલે આંધળો બોલ્યો ભાઈ ખુંધા આમાં શું છે? ખુંધાએ કહ્યું ભાઈ એતો ગોસ છે.

ખુંધો એવું બોલ્યો તેથી, આંધળાને રીસ ચઢી તેથી તેણે ઊઠીને ખુંધાની ખુંધમાં જોરથી લાત મારી એટલામાં લાત મારતાની સાથેજ ખુંધાની ખુંધ મટી ગઈ. આંધળો પણ સારો થયો અને ખુંધો પણ સારો થયો. પછી ખુંધાએ આંધળાને પોતાએ કરેલું કપટ કહી બતાવ્યું એટલે આંધળાએ પોતે કેવી રીતે દેખતો થયો તે કહ્યું. બંને જણે પેલું ધન વહેંચી લીધું અને પોતાને રસ્તે પડયા.

એ નર ગયા વહી ને એમની વાતો અમર રહી.

## ચાર ભાઈબંધની વાર્તા

એક એક સુથાર, દરજી, સોની અને બ્રાહ્મણ આમ ચારે જણ ભાઈબંધ હતા. ચારે જણ બહાર ગામ જવા નીકળ્યા. રસ્તામાં એક ગામ આવ્યું અને ત્યાં રાત વાસો કરવા એક માણસના ત્યાં ગયા. ત્યાં જઈને તેમણે કહ્યું કે ભાઈ અમારે આજની રાત સૂઈ રહેવું છે તો તમારા ઘરમાં અમને રહેવા દેશો તો તમારો આભાર માનીશું. પેલા માણસે કહ્યું કે ભાઈ રહો પણ આ ગામમાં ચોરોની ઘણી બીક છે એટલે તમારામાંથી એક એક જણ વારાફરતી ઊઠીને જાગતા રહો તો સારૂ. ચારે જણે આ વાત કબૂલ કરી અને રાતના ચાર પહોર હોવાથી એક એક જણે એક એક પહોર લઈ લીધા, હવે આમાંથી ત્રણ જણ સૂઈ ગયા, અને પહેલા પહોરમાં જાગવાનું સુથારને હતું એટલે તે બેઠો પરંતુ તેને આમ એકલા બેસી રહેવાનું ઠીક ન લાગ્યું એટલે વિચાર કર્યો કે જો પોતાના ધંધા પ્રમાણે અત્યારે કંઈ કરૂં તો મારો વખત ચાલ્યો જાય એટલે તેણે એક લાકડાની પુતળી કરવા માંડી આમ એનો એક પહોર ખલાસ થતાં તેની પુતળી બરાબર ઘડાઈ રહી.

હવે બીજા પહોરમાં દરજીનો વારો આવ્યો અને તે જાગ્યો, સુથાર સુઈ ગયો. દરજીએ વિચાર કર્યો કે આમ બેસી રહેવાથી ઉંઘ આવશે નહિ એટલે કંઈ કર્યું હોય તો સારૂં આમ વિચાર કરતો હતો તેવામાં સુથારે ઘડેલી પુતળી દીઠી એટલે એક પુતળીને જોઈને કહ્યું કે સુથારે સુથારે તેના ધંધા પ્રમાણે કામ કરી તેનો પહોર પુરો કર્યો તો મારે પણ મારા ધંધા પ્રમાણે આ પુતળીનાં કપડાં બનાવવાં જોઈએ. આમ કહી તેણે કપડાં બનાવીને પેલી પુતળીને પહેરાવ્યાં એટલામાં એનો પહોર પુરો થયો અને સોનીને ઉઠાડી પોતે સુઈ ગયો. સોની ઉઠયો અને સામે પેલી લાકડાની પુતળીને કપડાં પહેરાવેલી જોઈ એટલે તેણે પણ વિચાર કર્યો કે મારે પણ મારો ધંધો કરવો જોઈએ. એટલે તેણે દાગીના બનાવવાનું કામ લીધું અને દાગીના પુરા કરીને પુતળીને પહેરાવી પેલા બ્રાહ્મણને ઉઠાડી પોતે સૂઈ ગયો બ્રાહ્મણે જોયું તો સામે પેલી પુતળીને કપડાં, દાગીના પહેરાવેલી જોઈ, એટલે બ્રાહ્મણે વિચાર કર્યો કે મારે પણ મારૂં કામ કરવું જોઈએ એટલે મંત્ર ભણીને પેલી પુતળીને બોલતી કરી એવામાં ચારે પહોર ખલાસ થતાં સવાર થયું અને પેલા ત્રણે જણ ઉઠતાં બોલી ઉઠયા, કે એ તો મારી છે, બીજો કહે કે મારી છે. ત્રીજો કહે કે મારી છે, આમ ચારે જણ લડવા લાગ્યા. ત્યારપછી તે નગરના રાજા પાસે ન્યાય કરાવવા સારૂં ગયા. ત્યાં સુથારને પહેલો બોલાવ્યો અને તેને રાજાએ પુછવા માંડયું. અલ્યા ભાઈ આ વાતમાં પરમેશ્વર માથે રાખીને બોલજો. સુથાર બોલ્યો, દરબાર સાહેબ અમો ચારે જણ ફરવા જતા હતા.

તેવામાં આ નગરમાં આવીને અમો રાત રહ્યા. ત્યારે તે ઘરધણીએ અમોને કહ્યું કે ભાઈ તમો અહીં રહો, પણ અહીં તો ચોરની બીક છે, માટે વારાફરતી જાગો. અને સુખેથી સુઓ. પછી અમો ચારે જણા સંપ કરી વારાફરતી જાગવાનો વિચાર કરી સુઈ ગયા. મારે જાગવાના પહેલો વારો આવ્યો ત્યારે મેં મારો ધંધો કરી પુતળી બનાવી. પછી દરજીનો વારો આવ્યો, તેણે કપડાં સીવી તેને પહેરાવ્યાં. પછી સોનીના છોકરાએ જણસો બનાવીને પહેરાવી અને બ્રાહ્મણના છોકરાએ મંત્ર ભણી તેને સજીવન કરી.

રાજાનો જવાબ— સુથાર, તારી છોડી.
દરજી, તારી બેન.
સોની, તારી બૈરી.
બ્રાહ્મણ, શાહી તરીકે એટલે બ્રાહ્મણને ગુરુ ઠરાવ્યા અને બૈરી સોનીને સોંપવામાં આવી.

## વાનગી ૩૫

### સમસ્યા ઉકેલ

બાર બાર બગલાં રમેણે ચઢયાં,
એક બગલાનો તૂટયો હોઠ
આકાશમાં જઈશું ત્યારે લાવીશું લોટ.

અહીંથી નાખું દોરડી, આકાશમાં ચણી ઓરડી.
ઓરડી ઉપર નળીઆં શેર કંકુ ઢળીઆં.

કાળો પત્થરો કરકરીઆરો રાતો પત્થરો રઈ;
અમદાવાદના ચોકમાં બસો બકરીઓ થઈ.

## વાનગી—૩૬

### સસલો, સાપ, અને કાચબાની વાર્તા

એક હતો સસલો, એક હતો સાપ, અને એક હતો કાચબ, એ ત્રણેને ભાઈબંધી હતી. તેઓ ત્રણેજણ એક જંગલમાં ચારો ચરવા ગયા. ત્યાં સસલાભાઈને ખબર

થઈ કે આગળ દવ બળતો જણાય છે, તેણે તેના ભાઇબંધોને કહ્યું કે આગળ દવ બળતો આવે છે તેથી આપણે શું કરીશું, સાપભાઈ ઝાડ ઉપર ચઢી ગયા. કાચબભાઈ ઝાડના થડમાં પેસી ગયો, અને સસલાભાઈ નાશી ગયા. થોડીવાર પછી દવ હોલવાઈ ગયો. લાવ ત્યારે મારા ભાઇબંધની ખબર કાઢી લાવું.

લાખ બધવાળો બરબડયો, કરોડબધવાળો ગરબડયો, ભલી મારા હાંહાભાઈની એકબધ તે ઉભી બજારે દરબડયો. ( હાંહા = સસલો )
( બધ = બુદ્ધિ )

## વાનગી—૩૭

# એક રાજાની વાર્તા

એક રાજા હતો તેને બે રાણીઓ, એક રાણી અણમાનીતી હોવાથી રાજાએ તેને પોતાના મહેલમાંથી કાઢી મૂકી.

રાણીએ નગરની બહાર જઈ ને એક નાની સરખી ઝુંપડી બાંધી, પરંતુ રાણીને તરસ ઘણી લાગેલી હતી અને નજીકમાં પાણી નહિ મળવાથી ચાલતાં ચાલતાં નદીએ ગઇ, પાણી પીને પાછી ફરતાં રસ્તામાં એક મંદિર આવ્યું. તેની અંદર એક માણસ રહેતો હતો. રાણી આમ એકલી આવવાથી તે માણસે બોલાવીને કહ્યું, કે મારી પાસે દૂધ છે જો તમારે પીવું હોય તો પીવો, અને લેવું હોય તો લઈ જાવ રાણી ભૂખી હતી એટલે તેણે દૂધ પીધું અને પોતાની સાથે પણ લીધું. ત્યાંથી રાણી આગળ ચાલતાં ચાલતાં પહેલાંની માફક એક મંદિર આવ્યું. ત્યાં પણ એક માણસ રહેતો હતો. તે માણસે રાણીને જોઈ એટલે પાસે બોલાવીને કહ્યું કે મારી પાસે દાગીના ઘણા છે, જો તમારે જોઈએ તો લો. રાણી ઘણીજ રાજી થઈ, અને દાગીના ત્યાંજ પહેરી લીધા, બાકીના રહ્યા તે પોતાની સાથે બાંધી લીધા. એટલામાં તેજ રાજા શિકારનો ઘણોજ શોખીન હોવાથી તે રસ્તે શિકાર કરવા જતો હતો, તેણે આ અણમાનીતી રાણીને આટલા દાગીનામાં સજ્જ થએલી જોઈ. રાજા આ જોઈ શિકાર કરવાનું રહેવા દઈ પાછો પોતાને મહેલે ગયો, અને જે રાણીને રાજા ઘણો ચાહતો હતો તે રાણીને મહેલમાંથી બહાર કાઢી તેના કાન, નાક, હોઠ જીભ વગેરે કાપી, લઈ માથેથી પણ વાળ કાપી લઈ, એક ગધેડું મંગાવ્યું, પછી તે રાણીને તેના પર બેસાડી જે ગામમાં તેનો બાપ રહેતો હતો તે બાજુ ગધેડાને મારી કાઢી મૂકયું. પછીથી રાજાએ જે રાણીને પહેલાં મહેલની બહાર કાઢી મૂકી હતી તેનેજ લઈ આવ્યો પછીથી બંનેએ સારી રીતે મોઝ કરી અને પોતાનું રાજ્ય ચલાવ્યું.

## વાનગી—૩૮

# પાટીદાર અને કોળીની વાર્તા

એક કોળી પાટીદારને ત્યાં નોકર રહ્યો હતો. પાટીદાર હંમેશાં ઘી ખાય ને પેલા નોકરને હંમેશાં તેલ ખાવા આપે. એક દિવસ પેલા કોળીએ વિચાર કર્યો કે આવી રીતે મારાથી ઘી નહિ ખવાય, પણ કંઈ ઉપાય કર્યો હોય તો ઠીક પડે.

હવે, જે પાટીદારને ત્યાં નોકર રહ્યો હતો તેનાં સગાંમાંથી જાન જવાની હતી. તેથી તેણે પોતાના શેઠને કહ્યું કે જાનમાં મને સાથે લઈ જશો ? શેઠે હા કહી, તેથી તેણે પાટીદાર સાથે જાનમાં જવાની તૈયારી કરી, અને બંને જણ જાનમાં ગયા.

હવે કોળીએ વિચાર કર્યો કે જ્યારે જાન ખાવા બેસે ત્યારે મારે બારણા પાસે ખાવા બેસવું. એટલે જ્યારે ઘીની વાં'ડી આવશે, એટલે ઘી પાડવાનું મારાથી શરૂ કરશે. હવે જાનને ખાવા ઉઠાડી, પેલો કોળી બારણા પાસે ખાવા બેઠો, ને કંસાર પીરસાયો. પાછળથી ઘી પાડનારા બે જણ વાં'ડીઓ લઈ ને નીકળ્યા. તેમણે બારણા પાસેથી ઘી નહિ પાડતાં છેલ્લા ડોકા સુધી ગયા, ને બેઉ જણ ઘી પાડતાં પાડતાં પેલા કોળીની પાસે આવ્યા ત્યારે ઘી બેઉની પાસે ખલાસ થયું. આવી રીતે બે વખત ઘી આવ્યું ને કોળીની પાસે આવતાંજ ખલાસ થયું, હવે ઘરમાંથી બૂમ પડી કે ઘી ખલાસ થયું છે, પણ એક જણે બૂમ પાડી કે એકજ વાસણ બાકી છે તો થોડું લાવો પણ ઘરધણીએ કહ્યું કે હવે અત્યારે ક્યાંથી લાવીએ, ઘરમાં બીલકુલ ઘી નથી, પણ લાવો વાસણ જો ડબામાં તેલ હોય તો થોડું પાડું, ઘર ધણીએ ડબામાં જોયું તો તેલ પણ ખલાસ, આથી ઘરમાં થોડું ડોળીયું પડયું હતું, તે લઈ ને એક માણસ આવ્યો, જાનવાળાએ તપાસ કરી કે ઘી વગર કોણ રહી ગયું છે, તો માલુમ પડયું કે આતો પેલો કોળી, હવે જ્યારે પેલો માણસ ડોળીયું પાડવા આવ્યો, એટલે તરતજ પેલા કોળીએ પેલા માણસનો હાથ પકડીને કહ્યું કે ભાઈ જરા થોભીને મારા દુઃખની વાત સાંભળશો તો મહેરબાની થશે.

હુ જાતે કોળી છું, ને ગરીબ સ્થિતિમાં રહું છું. મારા ઘેર કાયમના માટે મને ડોળીયું ખાવા મળતું, પણ મેં વિચાર કર્યો કે કોઈ પાટીદારના ત્યાં નોકર રહું તો મને ઘી ખાવા મળશે. આથી આ રામાપટેલ જે તમારા સગા થાય છે તેમના ત્યાં નોકર રહ્યો. તો તેમણે પણ મને તો ડોળીયું ખાવા આપ્યું. તેથી ફરીથી મેં વિચાર કર્યો કે પાટીદારની જાનમાં જાઉં તો જરૂર મને જાનની સાથે ઘી ખાવા મળશે.

તેથી અહીં જાનમાં આવ્યો ને વિચાર કર્યો કે બારણા પાસે બેસીશ તો પહેલું મારામાં ઘી પાડશે, પણ ઘી પાડનારા તો ઘરમાંથી નીકળીને છેલ્લે ડોકા તરફથી પાડતા પાડતા આવ્યા ને જ્યારે મારી પાસે આવ્યા ત્યારે ઘી ખલાસ થયું. આથી મેં વિચાર

કર્યો કે મારા નસીબમાં ઘી ખાવાનું લખેલુંજ નથી તો મને કયાંથી મળશે. ભાઈ મારૂં નામ કરસનીયો છે. તેણે આ ઉપરથી એક સાખી કહી.

"કરમ વીનાનો કરસનીયો, જાને કોની જાય,
કરમમાં લખ્યું ડોળીયું, તો ઘી કયાંથી ખાય."

વાનગી—૩૯

## "રમુજી ટુચકો"

ચાર ભાઈબંધ હતા. એક આંધળો, એક બહેરો, એક લુલો અને એક નાગો.

એક અજવાળી રાતે તેઓ ચારે જણ બેસીને વાતો કરતા હતા, એટલામાં આંધળો આકાશ તરફ જોઈ બોલ્યો, કે ભાઈ ઓ, આમ જુઓ.

પેલો ચાંદો ચાંદરડાને ખાવે છે. ત્યારે બહેરો બોલ્યો, કે હા ભાઈ એના બચકારા હું સાંભળુ છું. ત્યારે લુલાએ કહ્યું કે ચાલો આકાશમાં જઈએ, ત્યારે નાગાએ કહ્યું કે ના ભાઈ આ આપણે નથી જવું મારાં તો લુગડાં કાઢી લે.

એક ચકલીને એક ભેંસને સૈયરપણાં હતાં. તેથી ચકલી રોજ ભેંસ ઉપર લીંડી કરી જાય, આથી એક દિવસ ભેંસ ચકલીને કહે છે કે તું રોજ મારા ઉપર લીંડી કરે છે તો આજ તારા ઉપર મને પોદળો કરવા દે. ચકલીએ હા કહી આથી ભેંસે પોદળો કર્યો તેથી ચકલી દબાઈ ગઈ. એવામાં રાજાનો છોકરો જતો હતો તેણે પેલી ચકલીને કાઢીને કહ્યુ કે ચકલી, ચકલી, તને ખાઉં. પણ ચકલીએ કહ્યું કે મને પાણીથી ધોઈ તડકામાં સુકવીને પછી ખાજે રાજકુમારે તે પ્રમાણે કર્યું પણ ચકલી સુકાઈ ગઈ એટલે તે ઊડીને જતી રહી.

વાનગી—૪૦

## સતા, પતાની વાર્તા

સતો, પતો બાવો ને હું. ગામ જતા હતા. રસ્તામાં એક આંબા ઉપર કેરી જોઈને સતાએ સાત તીર માર્યાં, પતાએ પાંચ તીર માર્યાં, બાવાએ બે તીર માર્યાં, તો પણ કેરી પડી નહિ ને મેં તો ભાંગલુ તુટલુ એક તીર માર્યું ને કેરી ધબ દઈને નીચે પડી. તેની ચીરીઓ પાડી. સતાએ સાત ચીરીઓ લીધી, પતાએ પાંચ લીધી, બાવાએ બે લીધી ને મેં ગોટલો ચાટી ખાધો. તે ગોટલો વાવ્યો. તેનો આંબો ઊગ્યો. સતાએ

સાત ડાળ લીધાં, પતાએ પાંચ લીધાં, બાવાએ બે લીધાં, ને મેંતો આખું થડ લીધું. રસ્તે જતાં એક તળાવ આવ્યું. તેમાં થોડું પાણી હતું. સતાએ સાત ખોબા પાણી પીધું, પતાએ પાંચ ખોબા પીધુ, બાવાએ બે ખોબા પીધું, ને મેં કાદવ ચાટી ખાધો. જતાં જતાં એક ગધેડાનું ટોળું આવ્યું. સતાએ સાત ગધેડાંથી ખાડા કુદાવ્યા, પતાએ પાંચ ગધેડાંથી કુદાવ્યા, બાવાએ બે ગધેડાંથી ખાડા કુદાવ્યા, તો પણ ખાડા ઓળંગી (કૂદી) ન શક્યા. હવે મેંતો એક કાંણીયું ગધેડું લીધું ને ખાડો કુદાવ્યો તે કૂદી ગયું ને ઘેર જઈ બાંધ્યું ને મરી ગયું.

## વાનગી—૪૧

### પીતકોલી ને પટેલની વાર્તા

એક પાટીદાર હતો તેણે ખેતર વાવ્યું હતું પણ તેને સાચવનાર કોઈ હતું નહિ. તેના ખેતરમાં એક પીતકોલી રહેતી હતી, તેણે પેલા પાટીદારને કહ્યું કે મને ખેતર સાચવવા રાખીશ? તેણે કહ્યું કે તું શું સાચવીશ. પીતકોલીએ કહ્યું કે તેની તું ચિંતા કરીશ નહિ.

થોડા દિવસ પછી પાટીદારના ખેતરમાં ચાર ચોર આવ્યા ને જુવાર ભાગવા મંડયા. આથી પીતકોલી આંબાની ડાળે બેસીને બોલી, કે મત જુવાર ભાગો, મત જુવાર ભાગો, પીતકોલી ચોર મારે છે. ચોર બોલ્યા કે અહિં કોઈ નથી ને કોણ બોલે છે. ફરીથી તેમણે જુવાર ભાગવા માંડી ને ફરીથી પીતકોલી બોલી. ત્યારે તેમણે બધે તપાસ કરી જોઈ ને આંબા ઉપર જોયું તો પીતકોલીને બેઠેલી જોઈ પછી તેમણે પીતકોલી ને શેકીને ચારે જણ ખાઈ ગયા. તો પીતકોલી પેટમાં બોલી. [પછી...] પીતકોલી તેમના પેટમાંથી નીકળીને તેમને મારી નાખ્યા.

## વાનગી—૪૨

ઘંટી નીચે આરસી, લઈ ગયો પારસી.
પારસીનો ડગલો, લઈ ગયો ભગલો.
ભગલાની તરવાર, લઈ ગયો ભરવાડ.
ભરવાડની જોડી, લઈ ગઈ ઢેડી.
ઢેડીનો તાણો, લઈ ગયો કાણો.
કાંણાની આંખ, લઈ ગઈ માખ.
માખનું મગતળું, લઈ ગયું ભગતડું.

ભગતડાની ટોપી, લઈ ગઈ ગોપી.
ગોપીનો ઘાઘરો, લઈ ગયો વાઘરો.
વાઘરાનું આમરીયું, લઈ ગયું ચાંમડીયું.
ચાંમડીઆની છરી, મારી વાત ખરી.

## વાનગી—૪૩

એંડી મેંડી ગાવડીયાં, પાણી પીવા ગયાં તાં.
પાણી પીતાં વાઘે માર્યાં, ચાંદો સુરજ દોડી આવ્યા.
સુરજે મને કુહાડી આપી, કુહાડી લઇને ભેંસને મારી.
ભેંસે મને દૂધ આપ્યું, દૂધ લઇને મોરને પાયું.
મોરે મને પીંછી આપી, પીંછી લઇને બાવળે બાંધી.
બાવળે મને સુળ આપી, સુળ લઇને ધરામાં નાખી.
ધરાએ મને કાદવ આપ્યો, કાદવ લઇને કુંભારને આપ્યો.
કુંભારે મને હાંડલી આપી, હાંડલી લઇને દેડને આપી.
દેડે મને ફારંકો આપ્યો, ફારંકો લઇને માલણને આપ્યો.
માલણે મને ફૂલ આપ્યાં, ફૂલ લઇને દેવળમાં મૂક્યાં.

## વાનગી—૪૪

સામલો સપઈ, ઉંદરડી કપઈ.
ઉંદરડી કહે, નાસી જાઉં.
સામલો કહે, શેકા ખાઉં.

## વાનગી—૪૫

લાલીઆ લક્કડ, લાંબી ચાંચ, ઈંડાં મૂક્યાં વીશ ને પાંચ.
એક ઈંડું ઓછું, લાલીયાનું ઘર કોચ્યું.
લાલીયો બેઠો રોવા, ચાલો છોકરાં જોવા.
જતાં જતાં રાત પડી, કાળા સાડલે ભાત પડી.
ભાતે ભાતે દિવા સળગ્યા, વાણીયાની છોડીના વિવાહ થયા.

નાનું સરખું જીવડું એ રાજાને રોવડાવે. = (વીંછી)
નાનું સરખું જીવડું રાજા ભેળુ ખાય. = "માંખ"

## વાનગી—૪૬

વાટ વાટ વાટુળી, કોટે બાંધી ચાટુળી.
ચાટુળીમાં શાક નહિ, તારા જેવું કોઈનું નાક નહિ.
નાકમાં ગોંગું નહિ, મારા જેવું કોઈ રુંગું નહિ.

ચાલ ચાલ બેટા બજાર.
બજારમાં એક કોપરૂ, અને બેટા મારૂં છોકરૂં.

અડકા, મડકા ધૂમ ધડાકા.
એતર મેતર જમણા ખાગા
માણેક મોતી તીર કચુલા.
ઉટા ઘુંટા બેર છૂટયા.

અડકો દડકો દહીંનો દડકો.
દહીં ફૂલે મેવે ફૂલે
શહેરમાં શીંગોડાં ફૂલે.
આશાન બેટા દે'રા તાણ્યા.
ઉડ દૂડ દાતરડાં ખજુર.
સાકર સેરડી સાંધુર.

દગા ફોશકા સગા નહિ, દગાએ બાંધ્યો દાવો.
રાજ કુંવરી રાજમાં ગઈ, રીંછે માર્યો બાવો.

## વાનગી—૪૭

અડીકડી સોનાની કળી, બ્રાહ્મણ ચાલ્યો દે'લી ભણી.
દે'લીના તો ડોલાડોલ, કાઠિવાડામાં વાગ્યાં ઢોલ.
બાવાજીની ઝવરી ગાય, જઈ પડી બ્રહ્માને ઘેર.
બ્રહ્મા કહે સલામ સલામ, મારે જવું વિરમગામ.
વિરમગામના અવળા કૂવા, અવળા કૂવામાં નાગરવેલ.
નાગરવેલનાં પહોળાં ફૂલ, પહોળાં ફૂલનો બન્યો વાટકો.
વાટકામાંનું થયું મોતી, બીબી આવી રોતી.

## વાનગી—૪૮

| | |
|---|---|
| છોડીઆરે? | ઓવરે. |
| કયાં જાવ છો? | ફૂલ લેવા. |
| કોની કાજ? | ભાભી કાજ. |
| ભાભીને શું છે? | છોકરો રે. |
| છોકરાનું નામ શું? | નાથીઓ રે. |
| છોકરાની કમરે શું? | કંદોરો. |
| પગે શું? | ચુડીઓ. |
| હાથે શું? | બંગડીઓ. |
| ધાવે કેમ? | બચ બચ. |
| રોવે કેમ? | ઉંઆવ ઉંઆવ. |

## વાનગી—૪૯

### એક રાજા તથા છોકરાની વાર્તા

એક નગરમાં એક રાજા રહેતા હતા તેની ભાભીએ મ્હેણું માર્યું કે જો તું ખરો રાજા હોય તો કેતકીનાં ફૂલ લાવ.

આથી રાજાએ દરબાર ભરીને સોનાનો ટકો ને પાનનું બીડું આખી સભામાં ફેરવ્યું એવા ઉદ્દેશથી કે જે કોઇ કેતકીનાં ફૂલ લાવશે તેને મારી દીકરી સાથે પરણાવીશ. પણ કોઈએ ફૂલ લાવવાની હામ ના બીડી.

હવે આ નગરમાં એક ડોસી તથા તેનો છોકરો રહેતાં હતાં તેઓ ઘણાંજ ગરીબ હતાં, જ્યારે આ વાત છોકરાએ જાણી ત્યારે તે દરબારમાં ગયો; તેણે સોનાનો ટકો તથા પાનનું બીડું લીધું. પછી ઘેર આવી પોતાની માને કહ્યું કે મને પાંચ શેરનાં ઢેબરાં કરી આપ. પછી પોતાના ઘરમાંથી પોતાના બાપનાં જુનાં હથીઆર તથા બકતર લીધું. ને રસ્તે પડયો ચાલતાં ચાલતાં પચાસેક ગાઉ આવ્યા ત્યાં વણઝારાની પોઠ પડેલી હતી તેની પાસે જઈ ને પૂછ્યું કે ભાઈ આજનો દીવસ મને તમારી પાસે રહેવા દેશો. વણઝારો બોલ્યો ભાઇ અહિં એક વાઘ આવે છે જે દરરોજ આવીને એક એક પોઠ ખાઈ જાય છે. તેથી હું તમને એટલું પુછું છું કે તમે વાઘ મારશો? મારો તો તમને મારી દીકરી સાથે પરણાવું. પછી છોકરો વાઘની બોડમાં સંતાઇને સૂતો એટલામાં વાઘ આવતાં તેને ગંધ આવી, ને મોં પહોળું કરીને ખાવા જતો હતો

એટલામાં પેલા છોકરાએ તરવાર મોંમાં મારી એટલે વાઘ તરતજ મરી ગયો. પછી પૂંછડાનો ગોફણો અને કાનની ટીસીઓ લઈ ગયો ને વણઝારાને આપી. આથી વણઝારાએ ખુશ થઈ પોતાની એકની એક દીકરીને પરણાવી, છોકરો ત્યાં પાંચેક દીવસ રહ્યો પછી તેણે તેની બૈરીને કહ્યું કે હું કેતકીનાં ફૂલ લેવા નીકળેલો છું એટલે મારે જવુંજ જોઈએ. ત્યારે તેની બૈરીએ કહ્યું કે તમે આગળ જશો એટલે ત્યાં એક રાક્ષસનું વન આવે છે, માટે વ્હેલા જઈને તેના ઘરમાં છૂપાઈ રહેજો પછી છોકરો ચાલ્યો ને તે વનમાં જઈને રાક્ષસના ઘરમાં છૂપાઈ ગયો ત્યારે રાક્ષસની છોકરીએ તેને જોઈ લીધો ને કહ્યું કે મારો બાપ બાર બાર ગાઉ સુધી માણસને જીવતું મૂકતા નથી. તો તમે અહીં ક્યાંથી? છોકરો બોલ્યો કે મારો અગર જીવાડો તો પણ તમારે આશરે આવ્યો છું. પછી રાક્ષસને ગંધ આવી ને ખાવું ભરખું ખાવું ભરખું કરતો આવ્યો ને ત્યારે છોકરી પેલા છોકરાને માખી બનાવીને ભીંત ઉપર બેસાડી રાખ્યો. રાક્ષસે કહ્યું કે અહીં મને માણસની ગંધ આવે છે. ત્યારે તેની છોકરી બોલી કે તેને તમે જીવવા દો તો બતાવું ને તેની સાથે મને પરણાવો. ત્યારે રાક્ષસે કબૂલ કર્યું, એટલે છોકરીએ માખીનો છોકરો બનાવી તેના બાપની આગળ ઊભો રાખ્યો, પછી તેના બાપે તે છોકરા સાથે પોતાની દીકરીને પરણાવી, ત્યાં ચાર પાંચ દીવસ રહ્યા બાદ છોકરાને પેલાં ફૂલ યાદ આવ્યાં એટલે તેણે તેની બૈરીને કહીને ચાલતો થયો આગળ ચાલતાં એક દરીઓ, પછી પાણી આગળ જઈને બૂમ મારી, મગર મગર એટલે મગર આવ્યો, ને પોતાની પીઠ પર બેસાડીને કેતકીને મ્હેલે લઈ ગયો ને ત્યાંથી ફૂલ લઈને પાછો ફર્યો રસ્તામાંથી રાક્ષસની દીકરીને સાથે લીધી, ને રાક્ષસે કહ્યું કે તમારે જે જોઈએ તે અહિંથી લઈ જાઓ.

આ બધું જોઈને એક ઘાંયજો અચરત પામી ગયો ને તેને અદેખાઈ આવી તેથી તેણે ફરી રાજાની પાસે જઈને ચાડી કરી કે જો એને તમે મારી નંખાવો તો તેની ત્રણ બૈરીમાંથી બે જે સુંદર કન્યાઓ છે તેને તમારા મહેલમાં રાખો જેથી તમારો મહેલ શોભશે ને ઘણું દ્રવ્ય મળશે ને એક જે બાકી રહી તેને હું રાખીશ. ત્યારે રાજાએ કહ્યું કે ઘાંયજાભાઇ તેને શી રીતે મારી નાખવો તેનો ઉપાય શોધી લાવ તો આપણું ધારેલું કામ થાય.

ત્યારે ઘાંયજાએ રાજાને એક યુક્તિ બતાવી કે આપ તેને બોલાવીને કહો કે આજ રાતોરાતમાં મારા શહેરમાં ફરતો કોટ ચણાવે. નહિ તો તને સવારમાં ફાંસીએ દઈશ. હવે રાજાએ તેને બોલાવીને કહ્યું કે આજ રાતોરાતમાં જો શહેરનો કોટ નહિ તૈયાર થાય તો તને સવારમાં ફાંસી દઇશ. આવો રાજાનો હુકમ સાંભળી તે ઘેર આવ્યો ને ઉદાસ થઇને બેઠો ત્યારે તેનો ચહેરો ઉદાસ જોઇને વણઝારાની દિકરી બોલી કે આજે તમો કેમ ઉદાસ દેખાઓ છો? ત્યારે તેણે બનેલી બધી વિગત કહીને સાથે સાથે

જણાવ્યું કે જો રાતોરાતમાં શહેરનો કોટ તૈયાર નહિ થાય તો રાજા મને સવારમાં ફાંસી દેશે. ત્યારે વણઝારાની દિકરી બોલી કે એમાં શા માટે નિરાશ થઇને બેઠા છો? મારા બાપાની પાઘડીને શહેરના દરવાજે બાંધી લાંબી કરશો તો તરતજ કોટ તૈયાર થશે. હવે તેણે વણઝારાની દિકરીના કહ્યા પ્રમાણે રાતે કર્યું ને શહેરનો કોટ તૈયાર થઇ ગયો. હવે રાજાએ સવારમાં જોયું તો શહેરનો કોટ તૈયાર થઇ ગયો હતો ને તે રાજાની કરેલી યુકિતથી બચી ગયો. આથી રાજા તથા પેલો ઘાંયજો જંખવાણા પડી ગયા તેથી તેમણે ફરી બીજી યુકિત કરી કે આજ તેને આપણાં ઘરડાંનું જેઓ મરી ગયાં છે તેમનું ભાતું લઇને જાય ને તેને માટે તેને સ્મશાનમાં જીવતો લાકડાં પર સુવાડીને બાળવો.

હવે પેલો પાછો રાજાની આજ્ઞાથી રાજા પાસે આવ્યો ને રાજાએ તેને બીજો હુકમ આપ્યો કે આજ રાતો રાતમાં તું જઇને અમારાં ઘરડાં માબાપો કે જેઓ મરી ગયાં છે તેમનું ભાતું લઇને સ્વર્ગમાં જા ને તેમની ખબર અંતર લાવ. ત્યારે રાજાનો હુકમ સાંભળીને ફિકિ મહોઢે તે ઘેર આવ્યો ને રાજાની આજ્ઞા તેની ત્રણે સ્ત્રીઓને જણાવી ને કહ્યું કે આ પ્રમાણે રાજા મને મારી નાખવા માટે માગે છે, કેમકે જો હું ભાત ના પહોંચાડું તો સવારે મને શુળી પર ચઢાવશે. ત્યારે તેની કેતકી રાણી બોલી કે એમાં શું? હુંજ તમનાં ઘરડાંઓને ભાતું આપી આવીશ. એમ કહી બધાના દેખતાં સ્મશાનમાં તેના ઉપર એટલે કેતકીના ધણી ઉપર લાકડા ગોઠવ્યાં ને અંદર દેવતા મુકયો. એવામાં પોતાની વિદ્યાથી તેના ધણીને દેડકો બનાવી દીધો ને તેને જીવતો બચાવી લીધો.

હવે પેલો ફરી પણ બચી જવાથી રાજાને ઘાંયજાએ ચાડી કરી કે હવે તો તેને જરૂર મારીજ નાખવો. કેમકે ઘણું ઘણું કર્યું પણ મરતો નથી ત્યારે રાજાએ ઘાંયજાને કહ્યું કે તેને આપણે કેવી રીત મારી નાખીએ? કેમકે તેનું એક પ્રકારે મોત નથી.

આથી રાજાએ પેલાને બધાંની રૂબરૂ બોલાવ્યો ને કહ્યું કે તું કોણ છે ને આ બૈરીઓ શી રીતે લાવ્યો તે કહે. તેણે બધી હકીકત કહી ને વધારાનું એ પ્રમાણે કહ્યું કે તમારાં ઘોડાંની હજામત વધી ગઇ છે માટે આપણા રાજાના ઘાંયજાને બોલાવ્યો છે તો આજ તેનું મુરત હોવાથી આજેજ મોકલો ત્યારે રાજાની આજ્ઞાથી ઘાંયજાને હથીઆર લેવા મોકલ્યો ને બધાંના દેખતાં તેના હથીઆર સાથે લાકડાં ઉપર સુવાડીને બાળી નાખ્યો આવી પેલાની યુકિતથી ચાડી કરનાર ઓછો થયો ને પોતાના જીવેથી ગયો. રાજાએ પેલા કુંવરને અર્ધું રાજપાટ આપ્યું ને પોતાની દિકરી તેની સાથે પરણાવી. આથી કેતકી રાણી હસી પડી, તેથી તેના મોંમાંથી ફુલ પડયાં તે રાજાને આપ્યાં તથી રાજા ખુશ થયો ને આશીર્વાદ આપ્યો.

(ગોખલામાં ગોટી ને મારી વાત મોટી)